# ઉર્વશી

જશવંત ઠાકર



: સોલ એજન્ટ :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

અર્પણ

શ્રી અરવિંદ

તથા

શ્રી માતાજીના

ચરણ કમલમાં

—જશવંત ઠાકર



## ઋણ-સ્વીકાર

સ્નેહી મિત્ર શ્રી નાનુભાઈ અમીનની મદદથી
આ કાવ્ય પ્રગટ થઈ શક્યું છે તે માટે
તેમનો આભાર માનું છું.



# નિવેદન

૧૯૩૫ની સાલ. હું શ્રી. અરવિંદ આશ્રમમાં હતો.

કેવળ શ્રી અરવિંદનીકૃપા તથા આશીર્વાદથી મેં કાવ્ય–આરાધના શરૂ કરી.

આ કાવ્ય ઉર્વશી ૧૯૩૫માં રચાયું. અન્ય કાવ્યરચનાઓ સાથે આ પણ અપ્રકટ રહ્યું હોત. અત્યાર સુધીમાં પાંચેક વાર મારા હાથે સુધારાયું. હજુય રાહ જોવી જોઈતી હતી તેવું લાગે છે. કાવ્યો રચવાનો મારો છંદ તો આત્મગત છે તેથી તેને પ્રકટ કરવા ઉત્સુકતા થઈ નથી. આમ અનેક વમળોમાંથી "ઉર્વશી" પ્રગટ થાય છે. જો કોઈ શુભ સંકેત આ પ્રકાશન સંકલ્પમાં હોય તો તે સિદ્ધ થાઓ, એ શુભ કામના કરી આ કાવ્ય પ્રકટ કરવાનું સાહસ કરું છું.

આ "ઉર્વશી" કાવ્ય વર્ષો પહેલાં શ્રી ઉમાશંકર જોષીને મેં વાંચવા આપેલું: ત્યારથી તેમણે આ પ્રકટ કરવા વારંવાર ટકોર કરી છે. તેમણે વાંચેલું તે આજે ઘણું જ બદલાઈ ગયું છે. શ્રી. ઉમાશંકરભાઈની સૂચના કે આ કાવ્ય પ્રકટ કરવું જોઈએ—તે છેલ્લાં ચારેક વર્ષથી તો વારંવાર મને પ્રકાશન પ્રતિ ધકેલી જ રહી હતી. અને હવે તે પ્રકટ થાય છે.

કાવ્ય છપાઈ ગયા પછી મુરબ્બી શ્રી. રસિકભાઈને તથા શ્રીમતી હંસાબેન મહેતાને કહ્યું કે 'આ કાવ્ય છાપી નાખ્યું છે: હવે તેને વધારે મઠારવાની વૃત્તિ નથી. આ વાંચી યોગ્ય લાગે તો જ આશીર્વાદ આપજો.'

તેમના આશીર્વાદ સાથે આ કાવ્ય પ્રગટ થાય છે તે મારું અહોભાગ્ય માનું છું.

શ્રી. અરવિંદ અને શ્રી માતાજીની કૃપાપ્રસાદીરૂપ લખેલાં કાવ્યોમાંથી

આ તો એક છે. આ કાવ્યસર્જન એ તે કાળે આંતરસાધનાનું એક અર્ધ્ય હતું. જો આ કાવ્યમાં એક અંશ પણ ચમત્કૃતિ કે કાવ્યતત્ત્વ હોય તો કેવળ શ્રી. અરવિંદની કૃપાનું જ પરિણામ છે: મારી રંકચેતના તો કેવળ માનવ માટીની જ છે.

મારી માટીમાંથી કવિશક્તિ વિકસે તે માટે પૂ. શ્રી. અંબુભાઈ પુરાણીએ લીધેલી મહેનતનું ઋણ આ જન્મે તો નહિ ચૂકવાય. છંદ-સ્વરૂપ, સૌંદર્યદૃષ્ટિ, સુદૃઢ કાવ્યદેહ આ બધાં તત્ત્વો વિકસાવવા તેમણે કેટલી "તાલીમ" આપી છે. પણ મારો સ્વભાવ કાવ્યસર્જનને માટે આવશ્યક તાલીમ લઈ ઘડાય તેવો છે જ ક્યાં? ૧૯૩૫થી ૧૯૫૯ સુધી રાહ જોયા પછી કહી શકું કે કાવ્યસર્જનનો પંથ કોઈકને માટે રાજમાર્ગ બન્યો હશે પણ કપરી કસોટી અને તપસ્યાનો પંથ છે, અને તેમાંએ જો ઉર્ધ્વ કાવ્યસૃષ્ટિના ઉપાસકયાત્રી થવું હોય તો તો એ સાધના જ છે.

હવે કદાચ મારાં બીજાં કાવ્યો પ્રગટ કરવા પ્રયત્ન કરી શકાશે, પણ કાવ્યને પ્રગટ કરવાનો મારો પ્રથમ પ્રયાસ છે.

એક વાત સ્પષ્ટ કરું. શ્રી. અરવિંદનું 'ઉર્વશી' નામનું કાવ્ય એકજ વાર વાંચેલું. ૧૯૩૪ માં અંગ્રેજીમાં ટાઈપ કરેલું કાવ્ય વાંચવા મળેલું. ત્યારપછી તો એ કાવ્ય છપાયું છે.

વિવેચક મિત્રો આ કાવ્યને અનુવાદ ગણી મૂલ્યાંકન ન કરે તેવી વિનતી. શ્રી. અરવિંદના કાવ્યનો શુદ્ધ અનુવાદ કરવાની શક્તિ મારામાં અવતરે એ અવશ્ય મારી અભીપ્સા છે જ.

આ કાવ્યનું પ્રકાશન કરવા માટે અ. સૌ. ભારતીનો જીવનો જાગતો આગ્રહ ઘણે અંશે જવાબદાર છે. જેમનાં જીવનભરનાં ઋણી છીએ તેમના 'આભાર' કઈ રીતે માનવા?

૨-૬-'૫૯, વડોદરા —જશવંત ઠાકર

# શ્રી હંસા મહેતાના આશીર્વાદ

'ઉર્વશી' એ કથાનક કાવ્ય—Narrativepoem—કહી શકાય. એની વસ્તુ તો પુરાણ જૂની છે, જેને કવિ કાલિદાસે વિક્રમો-વર્શીય નાટકમાં અમર કરી છે. મૂળ વાર્તામાં રાજા પુરૂરવા, ઇન્દ્રને દાનવો સામે સહાય કરવા, સ્વર્ગમાં જાય છે. દાનવોને હરાવી પાછાં ફરતાં સહાય માટે અપ્સરાઓની બૂમ સાંભળે છે. રાજા વહારે ધાય છે અને કેશી દાનવ જે ઉર્વશીનું હરણ કરતો હતો તેને નસાડી ઉર્વશીને દાનવ પાસેથી છોડાવે છે. એકબીજાંનાં પ્રથમ દર્શને બન્નેમાં પ્રેમ પ્રગટે છે. રાજા પૃથ્વી પર પાછો ફરે છે અને ઉર્વશી સ્વર્ગમાં જાય છે, પરંતુ બન્ને એકબીજાંને ભૂલી શકતાં નથી. એવામાં ઇન્દ્રસભામાં 'લક્ષ્મી સ્વયંવર'નું નાટક ભજવવાનું હોય છે. એમાં ઉર્વશીને લક્ષ્મીનો પાઠ ભજવવાનો હોય છે. જ્યારે નાટકમાં એને પૂછવામાં આવે છે કે તું કોને વરશે ત્યારે 'પુરુષોત્તમ' એમ કહેવાને બદલે એનાથી 'પુરૂરવા' એમ બોલાઈ જાય છે. આથી રંગમાં ભંગ થાય છે અને ભરતમુનિ એને શાપ આપે છે કે એક માનવીનું રટણ કરવા માટે એ સ્વર્ગમાંથી પૃથ્વી પર પડશે. આવો ઉગ્ર શાપ હળવો કરવા માટે ઇન્દ્ર ભરતમુનિને વીનવે છે. ભરતમુનિ કહે છે કે ઉર્વશી રાજા પુરૂરવાની રાણી થઈને રહેશે. જે દિવસે રાજાને ઉઘાડા જોશે તે દિવસે એ સ્વર્ગમાં પાછી ફરશે ઉર્વશી પૃથ્વી પર પડે છે. પુરૂરવા એને પોતાની રાણી બનાવે છે. રાજાને શાપ વિશે જાણ કરે છે. એટલે રાજા પણ ચેતીને રહે છે. લગ્નનાં સાત વર્ષ વીતે છે. એ લગ્નથી રાજાને એક પુત્ર પણ થાય છે. ઉર્વશી સ્વર્ગમાં આવે તેને માટે ઇન્દ્ર પ્રપંચ રચે છે. રાજા નાહવા બેઠો હોય છે ત્યાં ગંધર્વ પાસે ઉર્વશીના મેષબાળનું હરણ કરાવે છે. સહાયની બૂમ સાંભળતાં રાજા અર્ધવસ્ત્રે જ સ્નાનાગારમાંથી બહાર નીકળે છે અને ઉર્વશીના જોવામાં આવે છે.

ઉર્વશીના શાપનો અંત આવે છે અને એ સ્વર્ગમાં પાછી જાય છે. મૂળ વાર્તામાં સુખદ અંત આણવા કવિ કાલિદાસે વિક્રમોર્વશીયમાં ફેરફારો કર્યા છે. જશવંત ઠાકરે પણ અંતમાં ઉર્વશી પાછળ રાજાને રાજપાટ તજી હિમાલયમાં ચાલી જતો બતાવ્યો છે; ને ત્યાં રાજાને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે જેથી ઉર્વશીના દર્શન પામે છે એમ બતાવ્યું છે.

કાવ્યને ચાર સર્ગમાં વહેંચ્યું છે. પહેલા સર્ગમાં પુરૂરવા ઉર્વશીને દાનવ પાસેથી છોડાવે છે; બીજા સર્ગમાં ઉર્વશીને શાપ મળે છે અને એ પૃથ્વી પર પડે છે; ત્રીજા સર્ગમાં ઉર્વશી અને પુરૂરવાનો સુખી સંસાર અને આખરે શાપ ઊતરતાં ઉર્વશીનું સ્વર્ગમાં જવું; અને ચોથા સર્ગમાં રાજા રાજપાટ તજી હિમાલય પર જાય છે અને ત્યાં દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત કરી ઉર્વશીના દર્શન પામે છે.

શ્રી. જશવંત ઠાકર કહે છે કે પદ્ય લખવાનો આ એનો પહેલો જ પ્રયત્ન છે. પદ્યમાં જુદા જુદા છંદોનો ઉપયોગ કર્યો છે અને છંદો સરળતાથી વહે છે એ જોતાં આ પ્રથમ પ્રયાસ જરૂર અભિનંદનને પાત્ર ગણાય આ કથાત્મક કાવ્ય મોટે ભાગે વર્ણનાત્મક છે. સ્થળે સ્થળે વર્ણનો સુંદર પણ છે. ચોથા સર્ગમાં રાજાના વિરહનું વર્ણન હૃદય-સ્પર્શી થઈ શક્યું નથી. अपिग्रामा रोदित्यपि दलति वज्रस्य हृदयम्। એ ભવભૂતિના કરુણારસનો થોડોયે હિસ્સો આ કાવ્યમાં જણાતો નથી. શબ્દગૂંથણી એકંદરે સારી છે પણ કેટલીક વાર શબ્દોની ઝમક લાવવા વધારે પડતો પ્રયત્ન પણ જોવામાં આવે છે. કાવ્યમાં ઊંડાણ હોત તો કાવ્ય દીપી ઊઠત. અંતમાં, જશવંત ઠાકર આથીયે વિશેષ કૃતિઓ ભવિષ્યમાં ગુજરાતી સાહિત્યને આપશે એવી આશા અસ્થાને નહિ ગણાય.

૨૦-૮-૫૯ હંસા મહેતા

# ઉર્વશી

## પુરોવચન

૧

શ્રી જશવંત ઠાકર નાટ્યપ્રયોજક તરીકે ગુજરાતમાં જાણીતા છે. તેમણે અંગ્રેજી નાટકોના અનુવાદો કર્યા છે અને મૌલિક નાટકો પણ લખ્યાં છે. મને પણ તેમનો પરિચય તેમની નાટ્યપ્રયોજના–પ્રવૃત્તિ દ્વારા જ થયો છે. પણ એ પરિચય વધતાં તેમનાં કેટલાંક કાવ્યો સાંભળવા મળ્યાં. આ કાવ્યો સાંભળતાં તેમનામાં કવિશક્તિ ગૂઢ થઈ પડી છે એવું મને લાગ્યું. મેં તેમને એ ગૂઢ શક્તિને આવિષ્કાર આપવા કહ્યું. પણ તેમના નાટ્યપ્રયોજના અંગેના ધમાલિયા જીવનમાંથી તેઓ બહાર નીકળી કવિતાની આરાધનાને આવશ્યક સમાધિ માટે અવકાશ ઓછો કાઢે છે; એમ છતાં તેમણે આ ઉર્વશી કાવ્ય રચવાની, મને સંભળાવવાની, ફરી સંસ્કારવાની અને સર્ગાત્મક રૂપે તે રજુ કરવાની ફુરસદ લીધી એ કારણે હું આ પુરોવચન લખવા પ્રેરાયો છું.

૨

પુરૂરવા–ઉર્વશીની કથા વેદ જેટલી જૂની છે. ઋગ્વેદના દશમા મંડલમાં એનું એક સૂક્ત છે. શતપથ બ્રાહ્મણમાં એની

આવે છે, 'અને બદરિકેશ્વરથી ભમતો જતો ઊર્ધ્વમાં.' ત્યાં પુરૂરવા અને ઉર્વશીનું મિલન થાય છે. તિલોત્તમા ઉર્વશીની સોંપણી કરે છે:

પહેલે વર્ષે હિમાદ્રિમાં, બીજે વર્ષે વને વને,
છલા પદે જજો ત્રીજે—રાજલક્ષ્મી ધરી કરે.

અને ચેતવણી આપે છે :

ના અપ્સરાએ મનુદેહ દેખવો,
તેથી જ તું વેષ્ટિત રાખજે આ
શરીર તારૂં મનુમૃત્તિકાનું.

આમ બે ત્રણ ઘટનાઓ બીજા સર્ગમાં આવી એ સર્ગની વસ્તુરચનાને કંઈક સંકુલ કરી નાંખે છે.

ત્રિજા સર્ગમાં ઉર્વશીના સૂચનથી પુરુરવા ત્રિજે વર્ષે રાજધાનીમાં જઈ રાજધર્મ આદરે છે એનું વર્ણન છે. સાત વર્ષ આમ પૂરાં થાય છે. સ્વર્ગમાં દેવોને ઉર્વશી વિના ગોઠતું નથી એટલે મેનકાને આદેશ થાય છે કે—

'યુક્તિ પ્રયુક્તિ કરી લાવ તેને
દિવ્યાંગના દેવધરા ઉજાળવા'

અંધારી ઘનઘોર રાતના ગાંધર્વો ઉર્વશીના 'મેષબાળો' ને લઈ જાય છે. ઉર્વશી ચમકી ઊઠીને એ જુએ છે અને રાજાને વ્હારે ધાવવા બોલાવે છે. રાજા ધસી આવે છે. પણ એ પ્રસંગે પુરૂરવાનો ખુલ્લો દેહ દેખાઈ જાય છે. અને ઉર્વશી અદૃશ્ય થઈ જાય છે.

આ પ્રસંગ શતપથ બ્રાહ્મણ અને પુરાણોમાંનો છે. કાલિદાસની કવિરુચિએ એ છોડી દીધો છે.

આ પછી પુરૂરવાનું આક્રન્દન, ઉર્વશીના પુત્ર આયુષને

યુવરાજ કરી રાજ્યત્યાગ અને 'વનના ઘન અંધકારમાં' ગમનનું વર્ણન થયું છે.

ચોથા સર્ગમાં વિક્રમોર્વશીયના ચોથા અંકની જેમ હૈયું વલોવતી પુરુરવાની વ્યથાનું વર્ણન, હિમાદ્રિમાં ગમન, એક પ્રકારની શૂન્ય સમાધિ, ઈલાનું દર્શન, તેનો આશીર્વાદ, પ્રિયાનો મન્ત્રજાપ, અનાદિ જનનીનું દર્શન, તેણે આપેલી અમૃતોર્મિની અંજલિ, મનુજનું દેવ થવું, પરમ–ઉર્વશી–પ્રેયસીનું દર્શન અને અંતે મિલન, આમ આ કાવ્યકથાનું પર્યવસાન થાય છે.

૪

આ સર્ગાત્મક રચનામાં વસ્તુના અંશો સર્ગવાર યથોચિત વિભક્ત થયા નથી એટલે એનું કાઠું સુઘટિત નથી; એની સંધિઓ સુશ્લિષ્ટ થઈ નથી. કદાચ કવિનું એ વિષે ધ્યાન જ ન હોય. તેમણે તો,—પાર્થિવ અને દિવ્યનો મિલાપ, બન્નેનો વિરહ અને એકબીજાની ઝંખના, રતિભાવમાં મિલન અને તેમાં ભંગ અને છેવટે પ્રેમના સતત જાપ અને સમાધિ દ્વારા પાર્થિવનું દિવ્ય થવું, અને એ દિવ્યતાથી 'ચિન્મયી દ્યુતિ' ઉર્વશી સાથે ઐક્ય,—આ ભાવો દર્શાવવા અદમ્ય પ્રેમની આ પ્રાચીન કથાનો આશ્રય લીધો છે. તેથી જ આ કાવ્યને એના પર્યવસાનની દૃષ્ટિથી એટલે કે આ કાવ્ય આમ પર્યવસાન કેમ પામે છે એ દૃષ્ટિએ વિચારવું જોઈએ. કાવ્ય તરીકે, આ સર્ગાત્મક રચનાને ઘટનાઓનું કથન કરતા કથાકાવ્ય કરતાં, બહેતર, વૃત્તઅંશોને અવલંબીને ભાવોદ્રેક નિરૂપતા વર્ણનપ્રધાન કાવ્ય રૂપે 'ભાવવું' જોઈએ.

સ્થલ, કાલ અને મનોભાવનના વર્ણનોમાં આ કવિએ ઘણું કૌશલ્ય દાખવ્યું છે. થોડાંક ઉદાહરણો મૂકું. સ્વર્ગમાંથી

ઉતરતો પુરૂરવા હિમાલય નીરખે છે :

—ને આઘે વિસ્તરંતી ધવલ હિમવતી કંદરા પર્વતોની,
સોહે ઉત્તુંગ શૃંગો ગગન ગગનમાં શાંતિનાં જ્યોતિરત્નો;
બ્રહ્માંડે રાત્રિનાથે અમિત નભપટે ચંદ્રની કાંતિ પૂરી
સૃષ્ટિનો આત્મસ્વામી રજતપુનિત આ રાત્રિછંદે વિહારે.
એકાંતે નીલઘેરા વિમલ ગગનમાં વિસ્તરે શુભ્ર છાયા—
—રૂપો તેજસ્ સ્ફુલિંગો સભર પ્રસરતા ને શમે નિર્વિકલ્પે
શૂન્યે ઘેરી ગુહામાં, પળપળ ઉડુનાં લાસ્ય સ્થંભંત ઘેરાં,
એકાકી શૈલ દેશ જગસ્વપન સમો મૂર્ત નિર્વસ્ત્ર ઊભો.

[પૃ. ૪]

અથવા શાપ પામેલી ઉર્વશી સ્વર્ગથી ઉતરતાં એ જ હિમાલયને જુએ છે:

હિમાદ્રિઓ, પૃથ્વી તણા મહાદ્રિઓ
પ્રચંડ પેટાળ પરે ઊભેલા
અતાગથી ચંડ અફાટ ભેટે—
—હિમાદ્રિઓ ઘોર કરાલ કેવા !
જટા વિશે જે વનરાજી ધારતા
હિમાદ્રિઓ શ્વેત, અનંત, શાશ્વત.

[પૃ. ૩૦

અથવા ઉર્વશીને ગાંધર્વો પાછી લઈ ગયા તે પછી વનમાં ભટકતા પુરૂરવાને વનશ્રી કેવી દેખાય છે:—

અંધારાં ઘોર ભેદી વિજન વન તણી ઉગ્ર છાયા વટાવી
રાજાએ પંથ લીધો સ્વપન—સત સમા વૃક્ષની હારમાંથી;
કાળાં લીલાં વનોમાં અઘર વીતવતો થોભતો એ સ્થળે જ્યાં
જુના સંબંધીઓ શાં તરુગણ નમતાં, નિર્ઝરે નીર રમ્ય.

આ એ જ એ નીલમ કુંજ માંહે
ઘૂમેલ જ્યાં ઉર્વશી સંગ, ત્યાં તો
નૃપે પુનઃ આત્મસ્મૃતિ જગાડી
એ ભવ્ય શો પ્રાક્તન કાળ કેવો !
ત્યાં વૃક્ષ સર્વે નિજ મિત્ર જેવાં,
વૃક્ષો વિહંગો નિજ બાલ જેવાં.
સૌન્દર્યનાં સ્પંદન શાં કુરંગો,
વનથી કેરું ચમકંત વસ્ત્ર
લહરંત લીલા જલ નિર્ઝરોની.

વસંતે ગાન ગાતાં આ ઘાટીલાં આમ્ર વૃક્ષને
સંબોધી ઠાલવે રાજા વેદનાની વ્યથા બધીઃ

" હે આમ્ર ! તું મધુર પાત્ર સુધા તણું છે !
વેરી ઘટા સહ રમી'તી પ્રિયા અહીંને
છાયા નીચે મુકુલ અંક વિશે સુતેલી
આત્મા અનાવૃત કરી મુજ, ચક્ષુ સ્પર્શે
હે ! બંધુ શા મિત્ર પ્રશાંત મારા
તેં પીધું'તું મુજ પ્રિયા-કર વારિ રમ્ય;
આ તારી તે વનલતા મધુગંધભારે
તેવી હતી પુલકતી સખી સ્પર્શ મારે "

[ પૃ. ૫૯-૬૦ ]

અથવા આરંભમાં પુરૂરવાને અપ્સરોગણ ઉપર ઉષા પ્રકાશિત થતી દેખાય છે તેનું વર્ણન જુઓ:

આકાશથી ભવ્ય વિહારતી આ
સુરેન્દ્રની ચેતન મૂર્તિઓ પે
સુહે ઘનુ નિર્મલ જ્યોતિ કેરું.
પ્રચ્છન્ન શ્વેતાંબર કેરું થાય

આંકટ્ય ત્યાં ભવ્ય સહસ્ર રંગે
રેલાય ઉષા ઋતમંત્રભાષા
ઉષા સકલ સૃષ્ટિની જીવનદાત્રી માતા છતાં
હિરણ્ય પર વિશ્વની રસકુમારિકા તે સ્વયં.
વૃક્ષો ધારે શુચિ દલવતાં જ્યોતિરંગ્યાં સુપુષ્પો,
નાચે કેવાં ગિરિશિખર સૌ અપ્સરાપાદસ્પર્શે.
દશ્ય આ પેખીને રમ્ય નૃપનાં દગ સ્પંદતાં,
સ્પંદે જેમ શશી સ્પર્શે તિરોભૂત સમુદ્ર શો.

[પૃ. ૭-૮]

અથવા ગાંધર્વો ઉર્વશીના પ્રિય બે મેષબાળને હરી જાય છે તે સમયની રાત્રિ અને ઘનગર્જના-ભયને નિરૂપતી-જુઓ:

છવાય ઘનઘોર રાત ગગનાંગણે ક્ષોભિત
છવાય ઘનઘોર રાત રસલીન આ યુગ્મ પે;
છવાય ઘન શ્યામલા તનુજ શાં રૂડાં મેષ પે
છવાય નિબિડ નભે શું અણસાર કો ભાવિનો!

[પૃ. ૪૮]

× × ×

સુદૂર અવકાશમાં ઊભરતાં જ આકાશનાં
ઘનો ગરજતાં, પ્રમત્ત તડિતો ઝગે: અશ્વ શો
થતો હણહણાટ ને દિક પ્રચંડમાં ઘોષ શા
સ્તરે ઊતરતું નિબિડ પળમાં ઈંડા રાજ્યમાં
પલેક પછી હર્મ્ય પે ઊતરતા શું ગાંધર્વ બે:
નિમેષ લઈ મેષબાળ નિજ હાથ દોડી જતા,
અદશ્ય થઈ જાય ને નભ પરે શું ઝળકી ઊઠે
પુન: તરલ તેજવાન અસિધાર શી વિદ્યુતો.

[પૃ. ૪૮-૪૯]

કેશી દાનવ સાથેનો વીરરૌદ્રને નિરૂપતો યુદ્ધપ્રસંગ જુઓ:

ઉત્તરે ધૂમ્રગોટા શી આંધી રુદ્રસમી સ્ફુરે
દૂરે શી મેઘની જ્વાલા ઘોર ગર્જનમાં ગુંજે.

પ્રપાતનું ભીષણ ગીત ઘૂ ઘૂ
અંધારની શ્યામ અતાગ છાયા
પુરૂરવા આ લહી ક્રોધવંત
અશ્વો નવે માર્ગ સવેગ દોરે.
આકાશમાં વાદળ શ્યામ છાયાં
અંધારમાં શ્યામલ અંધકાર
વ્યૂહો રચાયા પટના સ્તરોમાં,
વિષાદ એકાગ્ર સમગ્ર શ્યામ;
દૂરે થયું ગર્જન ને હસી ત્યાં
પ્રણાશની વિદ્યુત રક્ત ચંચલા
આકાશના પ્રાંતથી પ્રાંત, કોમલા
ઉષા છુપાઈ નભશ્યામ છાયમાં
ઊભો તહીં રાક્ષસ ચંડરુદ્ર
રાતાં સજી વિદ્યુતવસ્ત્ર, ચક્ષુથી
ઉદ્દંડ ઝંઝા નભમાં વહાવે.

[પૃ. ૧૧

× × ×

અને પ્રબળ બાજ શો ઉતરી તે પડ્યો ઉર્વશી
સુકોમલ વરેણ્ય રૂપ પર, કેશી તે દાનવ;
ધરે કર પ્રચંડ બેય પર, તે ઊડે વ્યોમમાં
અમાપ અવકાશમાં અનલ જીભ ફુત્કારતો
પ્રચંડ નિજ કાયથી સહુ દિશા ભરી નાખતો
મહા પુરૂરવા પ્રચંડ નિજ અગ્નિશસ્ત્રો વીંઝી
અબાધિત અજેય વેગ રથચક્ર અશ્વે પૂરી
પડે પૂંઠ પરે અને પ્રબળ કેશી ત્યાં અશ્વ પે

થતો કુપિત આકળો, અધીર, વેરીલો, વેગીલો
નિપાત કરનાર શસ્ત્ર અસિ તીક્ષ્ણ એ ઝીંકતો
પ્રતીક નિજ ઘોર રાક્ષસ સ્વરૂપની શક્તિનું
—પુરૂરવા તણા મસ્તકે;
મહાન નૃપ, ઘાવ કેશી અરિના નિવારી વધે,
વધે અરિ કને; પ્રચંડ કરમાં ધરી આયુધો
સહસ્ર જલતી શિખાવત મહા મહાકાલનું,
ધરી નિજ ઉરે અજેય સ્મિત વીર યોદ્ધા તણું.

[ પૃ. ૧૩-૪૧ ]

આ ઉદાહરણો ઉપરથી સ્થલ-કાલના "વિવિધ દૃશ્યોનું હૂબહૂપણું કાવ્યના તખ્તા ઉપર નાટ્યના તખ્તાનું કૌશલ રજુ કરે છે, અને નાટ્યકલાકારને કાવ્યકલાકારનું સ્થાન પણ અર્પિત કરે છે.

આમ છતાં આ કાવ્યની વિશેષતા તો પાર્થિવ અને દિવ્યના 'દ્વન્દ્વ' અને 'સમાધાન'માં છે. એનું નિરૂપણ પણ મનોહર છે.

ઇન્દ્રના સહાયક તરીકે દાનવેને હરાવી પુરુરવા રથમ બેસી સ્વર્ગથી પૃથ્વી ઉપર ઉતરે છે, ત્યારે:

રાજેન્દ્ર કેરો રથ તારલા શો
ખરી પડી સ્પર્શ કરે ધરાને—
આ પૃથ્વી તો લીન નિશાતમિસ્રે;
સમેટીને વ્યસ્ત થતી પ્રભા ત્યાં
ના શક્ય રે સ્વર્ગ પુનઃ જવાનું
પૃથ્વી ને સ્વર્ગ વચ્ચે અચલ ધ્રુવ પ્રતિષ્ઠા પામવી દિવ્ય રૂપે.

[ પૃ ૪ ]

અપ્સરાઓના વૃન્દમાં ઉર્વશી રાજાને દેખાય છે:

નૃપતિ–અંતર તન્મય દૃશ્યમાં
અનુભવી સહુ કિન્નરી મધ્યમાં
શુચિ પ્રભાત શી કાંચન અંગની
શ્રુતિ ચડી પ્રિય મંગલ ઉર્વશી.
સોહંતું શું સૂર્યનું ભવ્ય બિંબ ત્યાં
ને અંગ સૌ ગોપન સ્વર્ણ કુંતલે;
કંઠે ઝૂલે પરમ પદ્મ વરેણ્ય દેવાં
અંગો દીસે કિરણ શાં સરનાં રસાળ.
પરમેશ્વરીનું દ્યુતિ–અંશુ આવ્યું,
પ્રભુત્વ કેરી થઈ આ પ્રતિષ્ઠા.

[ પૃ. ૮ ]

પુરુરવા હાવી—પરમેશ્વરીના દ્યુતિઅંશ જેવી—ઉર્વશીમાં તન્મય થાય છે, પણ એમાં માનવીનો રતિભાવ છે:

આવું લહી ચંચલ શુદ્ધ વેલો
ધરાપતિ તન્મય થાય વિહ્વલ.

[ પૃ. ૮ ]

આ જ પાર્થિવ–દિવ્યભાવ નીચેની પંક્તિઓમાં દેખાશે:

હે પૃથ્વીમાં સ્વર્ગ શું પામશું ના ?
રે કોણ તું ? સ્વર્ગની સૂક્ષ્મ આશા
આનંદ શક્તિ અવરોહી નાચતી
દીસે સ્વયંભૂ પ્રતિમા તું પ્રેમની ?
આ વ્યોમની કોમલ લાલ ઉષા–
સંધ્યા ગુલાબી નથી તું શું ભાસે ?
જ્યોત્સ્ના તણી તું પયધાર છે કે
છે તારકાગ્નિ તણી શુભ્ર જ્વાલ તું ?
હે સૂર્યસ્ફુલિંગ પ્રદીપ્ત ચેતના !

શું તું જ એ સુંદરતા લસે ત્યાં?
તું ઇશ્વિરી સ્વપ્નની મૂર્તિએ તું?
આ અંતરે કોમલ વેદના તું?
રૂપેરી ઉર આભમાં રજત દિવ્ય તું સન્નિધિ!
શકે તને કો મુજ પૂર્વજન્મે
ગ્રહી'તી આલિંગન ગાઢ ભાવે;
રટેલ તારું શુભ નામ 'તું' છે
પ્રત્યેક તે અક્ષરમાં 'તું' અક્ષય.
તું રમ્યથી રમ્ય હિમાદ્રિકન્દરા,
તું પૃથ્વીની સકલ પાર્થિવચારુતા શી
અમેય તું સૌ સ્વરૂપે વસી પ્રિયે!
તું એ જ: તારું મૃદુ નામ બોલું
રહસ્યની શાંત ચમત્કૃતિ શું!
જે દૃશ્ય આવૃતરૂપે ઉરમાં વસે હે
તું થા પ્રકટ! વેદની પૂર્ણ ઋચા!
આ પૃથ્વીમાં હું નૃપ છું પુરૂરવા
—તું ઉર્વશી કોમલ! આવ સુંદરી!"

[પૃ. ૯–૧૦]

કેશી દાનવ પાસેથી પુરુરવાએ મુક્ત કરેલી મૂર્છાવશ ઉર્વશી ધીમે ધીમે ભાનમાં આવે છે ત્યારે આ દિવ્યાંગના માનવભાવને કેમ અનુમોદે છે તે નીચેની પંક્તિઓમાં છે:

પદે પદે જાગૃત ઉર્વશી બને
લાવણ્યમાં વળી રહી તન કેરી મૂર્છા,
શિશિરનું શુષ્ક બનેલ પુષ્પ
સૌન્દર્યનો પ્રેમપરાગ ખીલે.
મૂર્છા વળી: આ ઉર સ્પંદનોમાં

પુરૂરવા ત્યાં ઉરમાં અનુભવે
-આનંદસ્વપ્ને રતિરાગ-સ્પર્શે-
સમાધિ શી દિવ્ય વિરાટ સ્નેહે.

[ પૃ. ૧૬ ]

દિવ્યાંગનાને માનવભાવો કેવા રમાડે છે?
ઉષાની લાલિમા પીને જ્યોત્સ્નાધાર ધરી ઉરે
પાર્થિવહર્ષ આવેગે માનવી મોહિની ભરી.
રાજની સ્નેહ આશ્લેષે નવા ભાવો ઉરે ભરી
સ્વર્ગે દિવ્યાંગના આવી, કટાક્ષે બદલી છબી.
ન એ આ દિવ્ય સૌન્દર્ય સ્વર્ગનું મુખ પે રમે,
ન તો એ ઇન્દ્રસૃષ્ટિમાં આનંદે સ્વર્ગ ભોગવે.
માનવી-ઈજને ધેલી ઇન્દ્રની રૂપધારિણી
ચહે શા ચંચલા ભાવો, દિવ્ય એ અંગઅંગમાં.
હતી હૃદયગમ્ય સૃષ્ટિ સુરલોકની, પારકી
વિચિત્ર દીસતી : દગો મનુજ-ઊર્મિઘેને ઢળે.
હતો પ્રણય આદિ એ જ હૃદયાસને કિંતુ ના
હતો અમર તત્ત્વનો હૃદય અપ્સરાસ્પંદ એ.
અગમ્ય, અહ ! ચંચલ
સહે થનગનાટ હર્ષ; નિજ ભાવથી વિસ્મિતા :
ઉરે વ્યથિત અંકુશે અકળ પૃથ્વીસ્વામી તણા
રહે હૃદયગોપન ! અતિ નિગૂઢ આશ્ચર્ય એ.
સ્વર્ગનું નૃત્ય ત્યાગીને માનવી ઊર્મિજ્વાલના
સ્પર્શો એ નિત્ય અંગાંગે સેવની રૂપ નિર્ઝરી.
સ્વર્ગનાં સ્નાનસ્રોતોમાં, નંદને ત્યાં વિહારમાં,
આકાશે સ્વર્ણ સંધ્યામાં હતી તેવી જ ઉર્વશી.
છતાં યે રૂપ દિવ્યાનું અવસ્થાંતર કેવું આ
હસંતી મર્ત્યના ભાવે, અનિમિત્ત સ્મિતે હસે

ગતિ કે કર્મ કે ક્રિયા અભિવ્યક્તિ વ્યથા તણી,
વ્યથા એ મનમાં રાચે, વ્યથા એ ચંચલોર્મિ શી
વ્યથા એ અશ્રુઓ લાવે, વ્યથા નિસ્તબ્ધતા ભરે.

[ પૃ. ૨૩-૨૪ ]

પણ આ દિવ્યનો પાર્થિવ સાથે સંબંધ સ્પષ્ટ વ્યક્ત થાય છે, ભરત મુનિ :જ્યારે પોતાના શાપને કરુણામાં પલટાવે છે ત્યારે:

અહીંથી પૃથ્વી-ગંગાના તટે તું ઉર્વશી જજે
ત્યાંથી તું પૃથ્વી-સ્વામીના ભવ્ય સામ્રાજ્ય પામજે.
પૃથ્વીમાં પ્રેમ પામીને સૌમ્ય માતૃત્વ ધારશે
મિલને સ્વર્ગ-પૃથ્વીનાં પૃથ્વીમાં પૂર્ણ જન્મશે
દિવ્ય સિદ્ધિ મહાકાજે તારું રૂપ ઘડયું ઈશે
અને એ મર્ત્યભાવો સૌ પામી સ્વર્ગે તું આવશે.
તદા આ નંદને દેવી આવજે, રૂપનિર્ઝર!
એ તારા દિવ્ય આનંદે સ્વર્ગે થાશે રૂપાંતર!

[ પૃ. ૨૮;]

તિલોત્તમા પણ ઉર્વશીને સોંપતી વેળાએ પુરૂરવાને કહે છે:

તું માનવી તોય તું સ્વર્ગ પામ્યો,
પ્રદાન આ તું સ્વર્લોક કેરું
સ્વીકાર ને રક્ષ હવે તું તેને.

[ પૃ. ૩૪ ]

પુરૂરવા-ઉર્વશીનું મિલન કવિ આમ સરખાવે છે:

સહસા ધરતી નભે થતું મિલને અકથ તદા અનંતનું
રસ રેલવતી પ્રભા ઝીલી પ્રણયે શિલ્પ બને હિમાદ્રિ શો.
તજતી હિમ કંદરા બધે હિમ જેવું યુગમૌન નિર્જન
શિવ શીતળતા તજી હિયે, ગિરિ ભીંજાય રસે રસાર્દ્રના.

[ પૃ. ૩૫ ]

અને તિલોત્તમાની શુભેચ્છા આમ પ્રકટ થાય છે:

નમણી પળ એક એવી એ વદતી ધન્ય થતી સખી તદા:
" નૃપ તું તવ સંગ ધારજે પ્રિય ગંગા હર જેમ ધારતા,
મિલને તુજ આત્મ સંગનું વસુ શી રક્ષણ આપજે સદા,
ધરતી પર એક આત્મમાં વસજો નિત્ય યુગો સુધી તમે.

[પૃ. ૩૫]

કવિ આપણને સર્ગ ત્રિજાના પ્રારંભમાં કહે છે:

હા ! દેવતા દિવ્ય થઈ ધરામાં
અર્ધાંગના આમ મનુષ્ય કેરી.

[પૃ. ૪૧]

ત્રણ વર્ષના વિહાર પછી ઉર્વશી માનવકુલમાં જે ઉદાત્તતા છે તે અનુભવવાનો અભિલાષ કરે છે. આ પરિવર્તનની બીજી કક્ષા, દિવ્યાંગના આ પાર્થિવ લોકનું રહસ્ય પામે છે એમાં છે.

" પુરૂરવા હે ! અહીં યૌવનશ્રી
હાસ્યોર્મિ શી જીવન કામનાઓ
શું આમ આ નિર્જલ શૈલ દેશે
જશે ઠરી ? એ જરી યોગ્ય ના, ને
યુવા બધી શૂન્ય શી નષ્ટ થાશે
આ વૃક્ષરાજી, ઘનગર્જનોમાં ?
આ સર્વ ત્યાગી
મને થતું: વિશ્વની રંગલીલા
પ્રદર્પ એ માનવ સર્જનોનો
ને માનવોની કુલ-રીત દેખવા
હવે તજી નીલમ વ્યોમ વિસ્તર્યું
ને મુક્ત આ નિર્ઝર રાશિ ત્યાગી
હવે જવું હર્મ્ય મિનાર ગુંબજે
આવી દિશા બાંધી લઈ સીમામાં

અમાપ જ્યાં રૂપ વિશે સમાયું,
કૌશલ્ય જ્યાં માનવની કલાનું
જ્યાં પથ્થરે ચેતન-કેન્દ્ર થાગે
ત્રિકાલ જ્યાં કાલ થકી નિહાળે
અતીતને, શુદ્ધ અનંત રૂપે.
સરોવરોમાં જલમાં વિહારવા
ને દેવને મંદિર રંગ પૂરવા
ચહું મનુની ગૃહરાજ્ઞી રૂપે
ભાવોર્મિના દીપક ત્યાં પ્રજાળવા.'

[પૃ. ૪૨-૪૩]

પરિણામ, કવિ આ શબ્દોમાં વર્ણવે છે:

રે આમ કો માનવ એકને ત્યાં
નિવાસ પામ્યો રસ પ્રેમ સ્વર્ગનો,
દિવ્યાંગનાને પૃથિવીની જિંદગી
વિશે શમાવી ગૃહિણી બનાવી
નાનાં રૂપોમાં પ્રગટેલ માયા
-સંસારચિંતા વળી કર્મચક્ર-
કેવું દીસે આ ગૃહ માનવીનું!
ઉર્વશીકૂખથી કેવી વીર્યવાન પ્રજા સ્ફુરી,
દેવવંશ સમી ભવ્ય, સત્ત્વે વીર્યવંત શી.
પ્રફુલ્લતા પ્રાણપ્રકાશ કેરી
આ નિત્ય વ્હેતી રસગંગ જાણે,
નિગૂઢથી રૂપ બનાવનારી
જાગી મહાશક્તિ પરેશ અંગથી
અનંત રૂપો ઘડનાર માતા
જાગી મહાશક્તિ શું લોકબ્રહ્મની!
વિશુદ્ધ આ ફોરમ વિસ્તરી શી

આકાશ શી જનપદે ગઈ ત્યાં છવાઈ,
ત્યાં આર્ષદ્રષ્ટા, કવિ કે શું શિલ્પીમાં
કે દિવ્ય જ્ઞાની ઋષિઓ પ્રશાંતમાં
શી પ્રેરણા ચેતનમાં છવાઈ,
એવા જ આ જનપદે દ્યુતિ પ્રાણ આવ્યો.
ગંગા અને સિંધુ પ્રદેશ વચ્ચે
વિકાસતું ચેતન યજ્ઞ જેવું
ઉરે ઉરે નિર્મલ નીતર્યું શું
ને ઉર્વશીમાં રસભાવ-લીન.
વર્ષો વીત્યાં સાત આ પૃથ્વી કેરાં પ્રસન્ન.
લોકસ્થલે અભિવ્યક્તિ થતી સૌન્દર્યશક્તિની
સંસ્કૃતિ ને કલા કેરી ચેતના ઉર્વશી બની.

[પૃ. ૪૪-૪૫]

પણ 'ચિન્મયી ઉર્વશી' જતાં સ્વર્ગ શૂન્ય બન્યું અને દેવોએ ઉર્વશીને પાછી મેળવવાની યુક્તિ કરી. માનવી કવિનો ક્રુદ્ધ માનવભાવ શબ્દોમાં વ્યક્ત થાય છે:

હે નિષાદ સમા ઇન્દ્ર! સ્વાનન્દે ક્ષુદ્ર ભાવથી
હણ્યો આનંદ-ગર્ભેથી જન્મ્યો દાંપત્યપ્રેમ શેં?

[પૃ. ૫૯]

તિલોત્તમાએ ઉર્વશી સોંપતી વેળાએ રાજાને કહ્યું હતું 'સ્વીકાર ને રક્ષ હવે તું તેને.' રાજાએ સ્વીકાર કર્યો પણ રક્ષણ ન કરી શક્યો. ગંધર્વો અચાનક આવી મેષબાળો લઈ ગયા અને પુરૂરવા શય્યામાંથી ઊઠી સીધો જ તેમની પાછળ પડ્યો અને વિજળીના ચમકારામાં દેહની અભિવ્યક્તિ થઈ ગઈ. આ પ્રાચીન કથાંશ પ્રતીક સરખો છે; પાર્થિવની દિવ્યતામાં રૂપાન્તર પામવાની પ્રક્રિયામાં પાર્થિવતાનો બોજો કેટલો છે તે

બતાવવા માટે હશે? ગમે તે હોય! પણ સર્ગ ચોથામાં પુરુરવાનું જુદી જાતનું પ્રેમતપ શરૂ થાય છે. પાર્થિવનું દિવ્ય માટેનું પ્રેમતપ! જે પ્રેમતપમાં વૃક્ષ, વલ્લી, કુરંગબાલ આદિ નિસર્ગમાં સર્વત્ર ઉર્વશી દેખાય છે, અમરુ કહે છે તેમ–

सा सा सा सा जगति सकले कोऽयमद्वैतवादः ।

કવિ કહે છે:

રાજા ઉરે સ્મૃતિ સ્ફુરે દિક્પ્રાંત ફેરી,
આકાશમાં ઉડુ તણા ચમકાર થાતા;
ત્યાં ઉર્વશી પદનું ચિહ્ન પડેલ દેખે
શું વ્યોમ–ઘોષ પ્રિયનાં પદનો ધ્વનિ છે?

[પૃ. ૬૧]

મનની આવી સ્થિતિમાં—

પુરૂરવા પળ સમાધિ–પ્રલીન થાયે
ને પેખતો હૃદયની અતલાંત ગૂહા–
જ્યાં શું વસે પ્રિયતમા નિજ આત્મમૂર્તિ?
એ ઢૂંઢવા મથી રહ્યો નૃપ આત્મ–ઉંડે
સ્મરે, રટે પ્રેયસી નામ મંત્ર!

[પૃ. ૬૩]

આમ રાજા હૃદયની ગુહામાં નિજ આત્મમૂર્તિ પ્રિયતમાને શોધે છે, આવી સમાધિમાં ઈશની આજ્ઞા થતાં ગિરિમાલમાં આગળ વધે છે. ત્યાં એને રાજદેવતા ઈલા માતાનાં દર્શન થાય છે. તેમના આશીર્વાદના શબ્દો પૂરા થાય છે એટલામાં:

પૂરા થયા જ્યાં મૃદુ શબ્દ આવા
ત્યાં દૂરના ધૂમસમાં ગગડાટ થાયે;
ને વ્યોમમાં ધવલ આંધી છવાઈ જાતી
ઘેરી વહે ગરજના નભના પટોમાં
તથાપિ જરીકેય હામ તજતો નથી રાજવી,

અને અડગ ધૈર્યથી ઉર રટી 'પ્રિયા' મંત્રને
સુદૂર સુધી ઘૂમતો, હિમતુષારના પર્વતો
વટાવી, સુણતો પ્રચંડ નદીનાદ ને વિસ્તરે
મહાન જલધોધનો પ્રબળ છંદઃ ને ત્યાંથી એ
જતો અધિક દૂર ત્યાં શીતળ મૌનની મૂર્તિ શા

સમાધિલીન પર્વતો ગહન શાંત કૈલાસના
ગ્રહે નયનમાં અને સહજ પ્રેમના ભાવથી
અનાદિ વિચિ માણતો નૃપતિ હર્ષતો, ચાલતો
મહાગિરિ પરે અને કમલ-પલ્લવે પહોંચતો.
જયહીં ધવલ અંબરે, કનકકુંડળે રાજતી
અનાદિ જનની : વરેણ્ય જન વીર આર્યો તણી
પ્રલીન નિજ આત્મજ્ઞાન તપશક્તિ-સૌન્દર્યમાં.
વિશાળ દ્યુતિ-ભાલ : ભવ્ય દગપદ્મ સૌન્દર્યમાં
સુકોમલ વિરાજતી પરમ ઈશ્વરી સૃષ્ટિની.

[પૃ. ૬૫-૬૬]

અનાદિ જનની (અદિતિ)નાં દર્શન થાય છે. માતા એના હૃદયના ગૂઢ ભાવો જાણે છે, અને એને બોધ આપે છે:

"પરમ પુત્ર પ્રશાંત જ્વલંત હે!
પ્રથમ એ પળ સર્જનની હતી
–તત પળે મુજ તત્ત્વ અનંતથી
અમલ રૂપ ઘડ્યું તુજ ભવ્ય આ!
પણ અહા નૃપ રાજ્યવિલીન તું
મુજ સમક્ષ ઊભો કંઈ યાચતો;
મુજ પ્રશસ્તિ રટે નવ ભાવથી,
પ્રણય નાશની ભીતર વેદના
નહિ છુપાવ હવે તુજ માતથી

પ્રણયછંદ અહા ! મુજ કંઠનો
મુકુલ અંતરમાં ગ્રહી તેં લીધો
અહહ ! ;એ જ હિરણ્ય પ્રભાવમાં
પરમનું પ્રતિબિંબ અનંતમાં
પ્રણયગીત વહંત દશે દિકે,
મનુજબાલ અહો કવિ-દેવતા !
મુજ અનંત અગમ્ય રસે રસી
પરમ સૃષ્ટિ તણી ક્ષિતિજે દીસે
રસ વસંતની લ્હેર બધે લસે
પ્રણયરાગ અખંડિત શાશ્વત
ક્યમ દીસે ઉરભગ્ન હવે તું હે !"

[પૃ. ૬૬-૬૭]

આ બોધ સાંભળી રાજા—

બોલે : "મહામાત વિશુદ્ધ પ્રેમ,
સૌન્દર્યનું પૂર્ણ વિધાન દિવ્ય
હું માહરી આત્મતૃષા અગાધ
છિપાવવા સિંધુવિચિ સમો શો
ઘૂમું બધે જગપટે : પણ અંત ના'વે.

[પૃ. ૬૭]

એમ પોતાની અદમ્ય પ્રેમવેદના વ્યક્ત કરે છે; ત્યારે ભગવતી ચિતિ રાજાના હાથમાં અમૃતોર્મિની અંજલિ આપે છે અને રાજા એનું રસપાન કરે છે.

ત્યાં સુપ્ત તે હૃદય બ્રહ્મની દૃષ્ટિ ઊગે
ને એ પળે સહજમાં જ અનંત પેખે
ત્યાં બ્રહ્મનું ગૂઢ રહસ્ય જાણે
ને વિશ્વની સહુ ક્રિયા વળી કાલ કેરાં

૨૯

રહસ્ય સૌ સર્જનનાં નિહાળે
'હે પુત્ર! તેં મુજ સુધારસપાન કીધું
તું આજ રે મનુજદેવ બન્યો! હવે તું
નિહાળ રે પરમ ઉર્વશી–પ્રેયસી–ત્યાં!

પરાત્પર પરેશશક્તિ નિજ સ્વર્ણ જ્વાલા રૂપે
સચેત સચરાચરે ભગવતી દિવ્યતા પાથરે.

[પૃ. ૧૮]

આ બ્રહ્મશક્તિનો આશીર્વાદ છે કે:

"તું ઊર્ધ્વના પરમ તત્ત્વનું રૂપ ધારે
તું સૌમ્ય અક્ષય બની સચરાચરે આ
દાંપત્યના પરમ જીવનમાં વિહાર!
ત્યાં ઇન્દ્રધામ મહીં ઉર્વશી દિવ્ય જો તું
આનંદ સૌન્દર્ય અનંત શાશ્વત!
–રે ઝીલ તું તન ઉરે, તુજ અંગ અંગે
પ્રબુદ્ધ હે પુત્ર ઉષા તણા હે!
રાજર્ષિઓમાં રસરાજ તું છે!
કલ્યાણ શાંતિ–દ્યુતિ–કાંતિ વરો તને સૌ"
આવું વદી નૃપતિના દગમાં પરોવે
આ બ્રહ્મશક્તિ નિજ ચક્ષુ પ્રભાવવંત.

[પૃ. ૧૮–૧૯]

આ બ્રહ્મશક્તિના ચક્ષુઃપ્રભાવથી રાજાનાં જે રૂપાન્તર–
દિવ્યતામાં રૂપાન્તર–થાય છે તે કવિ શબ્દોમાં વાચ્ય કરે છે:

આ થાય શું જડ મનુષ્યની મૃત્તિકાનું
નિબિડ ને વ્યથતણું રૂપાન્તર!

[પૃ. ૧૯

એ રૂપાંતર થતાં–

અંગે વહે સ્રોત પરેશ શાંતિનાં
અને એજ અવસ્થામાં રાજાને ભાન થાય છે કે
પવિત્ર આ ! મંગલ આ ! અનંત આ !
સૌન્દર્ય આ ! પરમ ઉર્વશી પ્રેયસી આ !

સુદૂર કેરી રસ સન્નિધિનો
જ્વલંત આ છંદ વહે વરેણ્ય
અનંતનાં અંતરથી અનંતમાં

[પૃ. ૬૯]

આનંદે લીન, આનંદે લહે રાજા સમાધિમાં
મૂર્તિ એની જ સાક્ષાત ! ઉર્વશી એ જ ઉર્વશી !

[પૃ. ૬૯]

ગાંધર્વો રાજાને ઇન્દ્રધામમાં લઈ જાય છે અને ત્યાં

ઉર્વશી રાજતી રમ્ય સ્વર્ણ શા રંગમંડપે
હિરણ્યદ્વારે દ્યુતિ ચિન્મયી શી
અંગાંગમાં શાશ્વતના રસે ઘડી.

[પૃ. ૬૯]

આમ આ કાવ્યનું વક્તવ્ય કવિ સ્પષ્ટ વાચ્યથી કહે છે, તે વ્યંજનાથી સૂચવવાનો માર્ગ કવિને સુઝ્યો હોત તો કાવ્ય તરીકે કદાચ વધારે પ્રકર્ષ થાત; પણ કવિને પાર્થિવની દિવ્યમાં રૂપાંતર થવાની પ્રક્રિયા એટલી બધી આકર્ષતી લાગે છે કે જે અવાચ્ય છે તેને વાચ્ય કરવાનું પોતે જાખમ ખેડે છે, એટલે જ કાવ્યની ફલશ્રુતિ કવિ કહે છે કે—

સૌન્દર્યો જગ કેરાં ને ભર્ગ બ્રહ્મતણા મળે
પ્રેમાગ્નિમાં પવિત્રોની અધિષ્ઠા સિદ્ધિ શાશ્વત

પૃથ્વીની વેદીમાં ગર્ભે પ્રજળે અગ્નિ પ્રેમનો
પ્રતિષ્ઠા અંતરે થાતી માનવી બ્રહ્મ ઐક્યની.

(પૃ. ૭૮)

૬

આ રીતે આ સર્ગાત્મક ઉર્વશીકાવ્ય પુરૂરવા–ઉર્વશીના અતિ પ્રાચીન કથાનકનું જુદું જ દર્શન કરે છે. પુરૂરવાની અદમ્ય પ્રેમોત્કણ્ઠા, અને અપ્સરા ઉર્વશીનું સૌન્દર્યદર્શન કરાવી સૌન્દર્યનો ભોગ કરાવી લોપ થઈ જવું, આ બે અંશો ભિન્ન-ભિન્ન રીતે બીજાં કાવ્યોમાં વર્ણવાયાં છે; પણ દિવ્યાંગના ઉર્વશીને આ માનવલોકનું રહસ્ય પમાડવાની પ્રક્રિયા અને પુરૂરવાની દિવ્યાંગના ઉર્વશી વિષેની ગાઢ પાર્થિવ આસક્તિને દિવ્યતામાં પરિણમાવાની પ્રક્રિયા આ કાવ્યમાં જ અજમાવા-માં આવી છે. આમાં પ્રેરણાબળ શ્રી અરવિંદનું પરમ દર્શન છે એ નિર્વિવાદ છે !

૭

ઉર્વશીકાવ્યની આ વિશેષતા બતાવવા આ પુરોવચન લખ્યું છે, એટલે એનાં ભાષા, છંદ આદિના ગુણદોષ વિષે કાંઈ કહ્યું નથી. પણ આ કાવ્યમાં વપરાયેલા છંદ વિષે ધ્યાન દોરૂં છું. ગુજરાતી ભાષામાં 'વનવેલી', 'રામછંદ', 'ડોલનછંદ', પૃથ્વી અને છંદોવિહીન લયાભાસ આદિ અનેક પ્રયોગે. છંદસ્પ્રવાહ આણવા થયા છે. આ કાવ્યમાં સંસ્કૃત પરંપરાના વૃત્તોની પાઠ્ય-તાને ધ્યાનમાં રાખી કવિએ કાવ્યપંક્તિઓમાં અનેક છંદોનું —પૃથ્વીનું ખાસ કરી—'ચણતર' કર્યું છે તે નોંધપાત્ર છે. અનેક સ્થળે તે યથાયોગ્ય લાગ્યું છે. પણ કેટલાક સ્થળે 'સ્ખ-લનોનો' દોષ કવિને મળે એમ પણ થયું છે.

આ જ રીતે સંસ્કૃત શબ્દોનો એકંદર સુયોગ્ય અને સુભગ ઉપયોગ છતાં કોઈ કોઈ ઠેકાણે શબ્દોના ઔચિત્ય વિષે શંકા પણ થઈ આવે એવા પ્રયોગો છે; ઉપરાંત કાંઈક બીન જરૂરી શબ્દપ્રચુરતા પણ રેખાઓને આવૃત કરી દે છે; પાઠ કરનારને શબ્દબોધ એટલો ખેંચી જાય કે અર્થદર્શન કરવાનો સમય ન રહે.

છતાં પુરુરવા–ઉર્વશી કથાનકને નવી દૃષ્ટિએ કાવ્યરૂપ આપવાનો આ સમર્થ પ્રયત્ન છે, અને આ દુષ્કર કવિપુરુષાર્થ કરવા શ્રી જશવંત ઠાકર ધન્યવાદને પાત્ર છે.

જેઠ વદ ૧૧
૧, જુલાઈ ૧૯૫૯
૧૧, ભારતી નિવાસ
એલિસબ્રિજ, અમદાવાદ–૬

રસિકલાલ છો. પરીખ



# શુદ્ધિપત્રક

| પાન | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૨ | અતરિક્ષે | અંતરિક્ષે |
| ૬ | ૫ | સુદરીવૃંદ | સુંદરીવૃંદ |
| ૧૧ | ૨૦ | પ્રણાસ | પ્રણાશ |
| ૧૧ | ૨૦ | વિદ્યત | વિદ્યુત |
| ૧૩ | ૮ | સજ્જાયુદ્ધ | સજ્જાયુધ |
| ૧૪ | ૮ | યૌદ્ધા | યોદ્ધા |
| ૧૪ | ૧૦ | શરુ | શત્રુ |
| ૧૫ | ૨ | અર્ધ્ય | અર્ધ્ય |
| ૧૫ | ૧૯ | પ્રણચૂંઅનો | પ્રણયચુંઅનો |
| ૧૬ | ૬ | ઉરસ્પદને | ઉરસ્પંદને |
| ૨૫ | ૧૦ | વિઘ્ન | વિઘ્ન |
| ૨૬ | ૧૪ | વિઘ્ન | વિઘ્ન |
| ૨૭ | ૧૭ | વહિનની | વહ્નિની |
| ૨૭ | ૧૮ | ક્રર | ક્રૂર |
| ૩૪ | ૫ | ઊમિ | ઊર્મિ |
| ૪૭ | ૩ | હ્યાં | હર્યાં |

| પાન | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૭ | ૧૦ | મધ્યાહનની | મધ્યાહ્નની |
| ૪૮ | ૫ | કુસુમ-કોલમ | કુસુમ-કોમલ |
| ૫૪ | ૨૫ | પૂરે | પુરે |
| ૬૧ | ૧૯ | ચિહન | ચિહ્ન |
| ૬૨ | ૭ | કઈ | કંઈ |
| ૬૨ | ૨૩ | શુભ | શુભ્ર |
| ૬૩ | ૨૬ | ગર્જત | ગર્જંત |
| ૬૪ | ૧૮ | હરત | હસ્ત |
| ૬૯ | ૧૦ | સ્રોત | સ્રોત |
| ૬૯ | ૧૮ | એ જ | એની જ |



## સર્ગ–૧

દેવોની પ્રેરણાથી નૃપતિ પુરુરવા પૃથ્વીસામ્રાજ્ય ત્યાગી
આરોહી સ્વર્ગધામે સમર–પ્રલયમાં હારતો દાનવોને;
થાતાં ત્યાં યુદ્ધ પૂરાં પરમ વિજયની સિદ્ધિ સાધી, ધરાના
સામ્રાજ્યે આવવા તે શિવ–દ્યુતિ–પ્રતિમા શો તજે સ્વર્ગશૃંગ.

સ્વર્ગ ને વસુધા વચ્ચે નૃપનો રથ ઘૂમતો
અંતરિક્ષે કરે યાત્રા ગ્રહો કેરા પ્રભાલયે.

આકાશનાં ગુહ્ય પટો વટાવી
સમ્રાટના અશ્વ સવેગ દોડે
ઉચ્ચૈઃશ્રવા શા; ખરીના પ્રપાતે
અગ્નિ સ્ફુરે, ત્યાં દિગ્ઘોષ ગાજે
પૃથ્વી પરે, સાંભળી અશ્વનાદ
ધસે ધરા ત્યાં પતિસ્પર્શ પામવા.

અશ્વો કેરા ખરીસ્પર્શે સ્પંદતું નીલ અંબર,
અશ્વવેગે બન્યો મુગ્ધ વ્યોમથી વસુધાપથ.

રાત્રી કેરા અમલ અનિલે ચંડ એ ભવ્ય શૃંગે
તેજેગૂંથ્યો રથ વિરમતો, સ્પર્શતો પૃથ્વીટોચે.

રાજેન્દ્ર કેરો રથ તારલા શો
ખરી પડી સ્પર્શ કરે ધરાનો–
–આ પૃથ્વી તો લીન નિશાતમિસ્રે;
સમેટીને વ્યસ્ત થતી પ્રભા ત્યાં
ના શક્ય રે સ્વર્ગ પુનઃ જવાનું.

પૃથ્વી ને સ્વર્ગ વચ્ચે અચલ ધ્રુવ પ્રતિષ્ઠા પામવી દિવ્ય રૂપે.

નૃપતિ ત્યાં દિક્ ઉત્તરમાં લહે
ક્ષિતિજરેખ ધરાનભ મૈત્રક,
નયનમાં નિજ ગૂંથત દક્ષિણે
અગણ્ શૃંગ તણી ગિરિમાલને,

–ને આઘે વિસ્તરંતી ધવલ હિમવતી કંદરા પર્વતોની,
સોહે ઉત્તુંગ શૃંગો ગગન ગગનમાં શાંતિનાં જ્યોતિરત્નો;
બ્રહ્માંડે રાત્રિનાથે અમિત નભપટે ચંદ્રની કાંતિ પૂરી
સૃષ્ટિનો આત્મસ્વામી રજતપુનિત આ રાત્રિછંદે વિહારે.

એકાંતે નીલઘેરા વિમલ ગગનમાં વિસ્તરે શુભ્ર છાયા–
–રૂપો તેજસ્ સ્ફુલિંગો સભર પ્રસરતા ને શમે નિર્વિકલ્પો
શૂન્યે ઘેરી ગુહામાં, પળપળ ઉડુનાં લાસ્ય સ્થંભંત ઘેરાં,
એકાકી શૈલ દેશ છળસ્વપ્ન સમો મૂર્તિ નિર્વસ્ત્ર ઊભો.

અનંતનો મૌન વિરામ ભાવ,
વિશુભ્રતામાં બધું લીન સુપ્ત;

હિમાદ્રિથી વિસ્તરતો પ્રદેશ
સુદૂર ત્યાં સિંધુ સુધી સમેટી
અંગાંગનું ચેતન એક રૂપે
આકાર કો ભવ્ય દીસે સુતેલો.
હિમાદ્રિનિદ્રા તણું દશ્ય કેવું !
શશીદ્યુતિ મંડલ શ્વેત જ્વાલનું,
એ પાર્શ્વભૂમિ:
એ ચંડ ઘોષ: પ્રતિઘોષ: પુન: શું મૌન,
ત્યાં લ્હેરખી, અન્ય પળે પ્રપાત
મંડીલમાં તારક-તેજ-સ્પંદનો,
સ્ફુરંત ત્યાં વૃંદ શું અપ્સરાનું.
ક્યાંથી ? અહો શાશ્વતિનું સુસ્વપ્ન
અનંત કેરા ફલકે સુરમ્ય !

દશ્યમાં દૃષ્ટિ ગુંથાતાં શાંત સાશ્ચર્ય સાજવી
એકાગ્ર દેખતો દૂરે નિહાળે અપ્સરાગણ.

દિઙ્મૂઢ રાજા રસ-દશ્યલીન
અનંતમાં તારક, ચંદ્ર, રાત્રી,
હિમાદ્રિમાં મેઘસમીરકંપન,
કો છંદ આંદોલન શો વિમુક્ત.

આ શૈલદેશ: અનિલે નભમેઘ સ્પંદન
ચૈતન્ય આ: પરમ કૌતુકમૌલિ શોભે.

આવી પળે ઉજ્જવળ અંતરિક્ષે
આનંદ સાક્ષી સમ જ્યોત જેવું.
આશ્ચર્યમાં વૃદ્ધિ કરંતું દશ્ય
-વિભાવરીમાં પ્રભુની વિભૂતિ શું.

[ સર્ગ પહેલો પાંચ

રાજા બની મુગ્ધ સુણે પ્રસન્ન
સંગીતનો નાદ-તરંગ રમ્ય;
સંવેદનો કોમલ જાગતાં શાં,
એ ઊર્મિલેખા
સર્જે પદો સુંદરીવૃંદ કેરાં;
અદૃશ્ય રેખા
થતી ધીરે દૃષ્ટિ સમીપ ગમ્ય
લાવણ્યના પૂર્ણ-પ્રભાપ્રકાશે.

રમણલીન મયંકની મંડલી,
તરલ ત્યાં તરતાં દ્યુતિબિંદુઓ
ગગનથી સરતાં, ગિરિશૃંગ પે
પદ થકી અળતો ઝરતો રૂડો.

રજત સ્પર્શ થતો ગિરિશૃંગમાં
વિમલ ત્યાં નીતરે રતિસૌરભ
ચમક ચેતનની નરતે નભે.

સુકોમલા શુભ્ર વિશુદ્ધ અંગના
મરોડમાં ઓપત ઊર્મિમાલિકા,
ને અંતરે ગર્જત સિંધુ હર્ષનો
દેવાંગના નિર્ઝરિણી પ્રભાની.

અર્ધાંગનું વસ્ત્ર મયંકઆભા,
અર્ધાંગ પે ગતિમરોડનું ભ્રાંતિવસ્ત્ર.
વિમલ ચચિંત ચેતન ચંદ્રનું
કનક કુંતલ ઉજ્જ્વલ ઊડતા;
પદરવે સ્ફુરતા લયતાલમાં
નભ લહે સુરરંગનું નાટ્ય શું ?

વ્યોમે નવી ઉજ્જ્વલતા પ્રસારી,
વિલોલ લોલે જલ શાં અશાંત !
વસ્ત્રો રચે ઝૂલ વિશુભ્ર ફેને
આનંદ કેરી ગતિ આ અખંડ.
હસંત રંભા રસનિર્ઝરી શી
ને મેનકાના પદનર્તને થતો
સમીર ઘેલો : નભ મોહ પામે.
દેવાંગનાના નમણા કટાક્ષે
કેવી સુહે આ લલિતા સુરમ્ય,
તિલોત્તમા ને નલિની મુખેસ્મિતે
આનંદના સ્રોત વરેણ્ય જન્મે;
સુરેન્દ્ર સૌન્દર્યની સન્નિધિ સમી
આ અપ્સરાના પદસ્પર્શ પામીને
ગિરીશ કેરાં ગુરુશૃંગ ત્યાગતાં
યુગો તણું ઉગ્ર પ્રતપ્ત મૌન
ને સ્પંદતા સુંદરી વક્ષસ્પંદે
અંગાંગમાં મંજુલ મંદ્ર ભાવે.
આકાશથી ભવ્ય વિહારતી આ
સુરેન્દ્રની ચેતન મૂર્તિઓ પે
સુહે ઘનુ નિર્મલ જ્યોતિ કેરું.
પ્રચ્છન્ન શ્વેતાંબર કેરું થાય
પ્રાકટ્ય ત્યાં ભવ્ય સહસ્ત્ર રંગે
રેલાય ઉષા ઋતમંત્રભાષા.
ઉષા સકલ સૃષ્ટિની જીવનદાત્રી માતા છતાં
હિરણ્ય પરવિશ્વની રસકુમારિકા તે સ્વયં.
વૃક્ષો ધારે શુચિ દલવનાં જ્યોતિરંગ્યાં સુપુષ્પો,
નાચે કેવાં ગિરિશિખર સૌ અપ્સરાપાદસ્પર્શે.

દૃશ્ય આ પેખીને રમ્ય નૃપનાં દગ સ્પંદતાં,
સ્પંદે જેમ શશીસ્પર્શે તિરોભૂત સમુદ્ર શો.

નૃપતિ-અંતર તન્મય દૃશ્યમાં
અનુભવી સહુ કિન્નરી મધ્યમાં
શુચિ પ્રભાત શી કાંચન અંગની
દ્યુતિ ઘડી પ્રિય મંગલ ઉર્વશી.
સોહંતું શું સૂર્યનું ભવ્ય બિંબ ત્યાં
ને અંગ સૌ ગોપન સ્વર્ણ કુંતલે;
કંઠે ઝૂલે પરમ પદ્મ વરેણ્ય કેવાં
અંગો દીસે કિરણ શાં સરતાં રસાળ.
પરમેશ્વરીનું દ્યુતિ-અંશુ આવ્યું,
પ્રભુત્વ કેરી થઈ આ પ્રતિષ્ઠા,
આવું લહી ચંચલ યુદ્ધઘેલો
ધરાપતિ તન્મય થાય વિહ્વળ.

દિવ્ય અપ્સરા પ્રમોદ કામવંત ત્યાં લહી
હાસ્ય આભ વીંટતું દગોથી વારુણી વહી;
હર્ષની સમાધિમાં પળેક ભાન ભૂલતો
અગમ્ય વેદના સ્ફુરે સૂતા કરો પ્રસારતો.

ને અંતમાં શ્વાસ ધીરો વહાવી
સ્વ-અંતરે કોમલ વેદનામાં
નિઃશ્વાસનો શબ્દ સરી જતો ત્યાં
( જેને સુણે વિશ્વનું ઘટ્ટ મૌન )

" આકર્ષે મુજ આત્મને ત્વરિત આ આનંદની દેવતા ?
મારા હાથ ગ્રહી કર્યો વિવશ ને આવેગઅગ્નિ જલે,
પામું માત્ર દગે અહો ! નીરખતાં સૌભાગ્ય આલિંગન
આદેશો નૃપધર્મના વિસરતો, થાયે તપોભંગ શું ?

જો આ ગ્રહો-તારક-પૃથ્વી ડોલે
કંપે મહા બ્રહ્મનિવાસ ભવ્ય
તોયે ન હું 'પતન આત્મ-વિધર્મ' ધારું
—એ હું જ હું ઉર વિશે નિત માનનારો.

તથાપિ આજ ભૂલું શેં અંગસર્વાંગ ભાન હું ?
સમાધિ વિશ્વસૌન્દર્યે રૂપે એકાગ્ર અર્ક ત્યાં.

મારો આત્મા પળ પળ બને રંગીલો વિશ્વબાળ
ને સોહે ત્યાં તરલ તનયા કામના કેરી ઝાળ;
હું ચાહું ના સુરપતિ તણાં શૃંગ આરોહવા રે
પૃથ્વી કેરા મૃદુ રસ વિના આત્મહિંદોલ સૂના."

કે પૃથ્વીમાં સ્વર્ગ શું પામશું ના ?
રે કોણ તું ? સ્વર્ગની સૂક્ષ્મ આભા
આનંદશક્તિ અવરોહી નાચતી
દીસે સ્વયંભૂ પ્રતિમા તું પ્રેમની ?
આ :વ્યોમની કોમલ લાલ ઉષા–
સંધ્યા ગુલાબી નથી તું શું બાલે ?
જ્યોત્સ્ના તણી તું પયધાર છે કે
છે તારકાગ્નિ તણી શુભ્ર જ્વાલ તું ?
હે સૂર્યસ્ફુલિંગ પ્રદીપ્ત ચેતના !
શું તું જ એ સુંદરતા લસે ત્યાં ?
તું ઈશ્વરી સ્વપ્નની મૂર્તિએ તું ?
આ અંતરે કોમલ વેદના તું ?
રૂપેરી ઉરઆભમાં રજત દિવ્ય તું સન્નિધિ !
શકે તને કો મુજ પૂર્વજન્મે
ગ્રહી 'તી આલિંગન ગાઢ ભાવે;

[ સર્ગ પહેલો નવ

રટેલ તારું શુભ નામ : 'તું' છે
પ્રત્યેક તે અક્ષરમાં 'તું' અક્ષય.
તું રમ્યથી રમ્ય હિમાદ્રિકન્દરા,
તું પૃથ્વીની સકલ પાર્થિવ ચારુતા શી
અમેય તું સૌ સ્વરૂપે વસી પ્રિયે !
તું એ જ ! તારું મૃદુ નામ બોલું
રહસ્યની શાંત ચમત્કૃતિ શું !
જે દૃશ્ય આવૃતરૂપે ઉરમાં વસે હે
તું થા પ્રકટ ! વેદની પૂર્ણ ઋચા !
આ પૃથ્વીમાં હું નૃપ છું પુરુરવા
-તું ઉર્વશી કોમલ ! આવ સુંદરી !"

લહી વિવિધ રંગરાગભર સ્વપ્ન નિદ્રા વિશે
ઉષાઉદયમાં સચેત બની માનવી જેમ કો
પ્રયત્ન સ્મરવા કરે વિવિધ ભાવ એ સ્વપ્નના-
(જગે અસિત ગ્લાનિ, દોષ-દવ-દુઃખ ભૂલી જવા)
-તદા અકળ કો રીતે મનથી ઊર્ધ્વ આકાશથી
થતી પ્રથમ ઝાંખી, દૃશ્ય પ્રતીતિ, પછી દર્શન
-અશાંત નૃપના મુખે સ્ફુરતું તેમ એ "ઉર્વશી"
રટે મુખથી નામ હર્ષસુખસ્પંદને કંપતો.

પળ સ્મરી પુનઃ એ રટી
પ્રબળ વેગથી દોરતો,
હિમાદ્રિ ગિરિશૃંગથી રથ, ખરીપ્રપાતે, જવે
કરી અનિલને વિચૂર્ણ દિક્ દક્ષિણે તે જતો.
અશાંત સહુ અપ્સરાગણ મુખેથી ચિત્કાર ત્યાં
ભયે સભર ઊઠતા : અચરજે વિમાસે બધાં
વિલોલ પદનો શમે ભયભરી બની બ્હાવરી.

એ અપ્સરાવૃંદ, શિકારી કો'ની
કરાલ જાલે પડી શી ફસાઈ,
આકાશની પંખિણી તીવ્ર ચીસે
ફસાઈને ક્રોધભરી શી કંપતી
પછાડતી કોમલ પાંખ ઝીણી
નભે જવા ત્યાં ઊડવા પુનઃ પુનઃ.

અપ્સરાઓ ન તો દેખે રાજા કે રથ–અશ્વને,
આવે છે ભીતિની ચીસો ક્યાંથી? કોણ ડરાવતું?
ઉત્તરે ધૂમ્રગોટા શી આંધી રુદ્ર સમી સ્ફુરે
દૂરે શી મેઘની જ્વાલા ઘોર ગર્જનમાં ગુંજે.

પ્રપાતનું ભીષણ ગીત ઘૂ ઘૂ
અંધારની શ્યામ અતાગ છાયા
પુરુરવા આ લહી ક્રોધવંત
અશ્વો નવે માર્ગ સવેગ દોરે.
આકાશમાં વાદળ શ્યામ છાયાં
અંધારમાં શ્યામલ અંધકાર
વ્યૂહો રચાયા પટના સ્તરોમાં,
વિષાદ એકાગ્ર : સમગ્ર શ્યામ;
દૂરે થયું ગર્જનને હસી ત્યાં
પ્રણાસની વિદ્યુત રક્ત ચંચલા
આકાશના પ્રાંતથી પ્રાંત, કોમલા
ઉષા છુપાઈ નભશ્યામ છાયમાં
ઊભો તહીં રાક્ષસ ચંડરુદ્ર
રાતાં સજી વિદ્યુતવસ્ત્ર, ચક્ષુથી
ઉદ્દંડ ઝંઝા નભમાં વહાવે.

વિશ્વવ્યવહાર સ્થંભે શો લહીને 'ત્રાસ-રૂપ' આ,
દીસે આ વૃક્ષ ને શૃંગો, મૂક, થીજેલ સાંભળે.

પ્રઘોર ઘનજૂથમાં હયનું જૂથ દોડ્યે જતું
અને પ્રબળ પાદના ગગનભેદતા સ્પર્શથી
તૂટી પળ મહીં પડ્યો ધવલ રુદ્ર વર્ષા રૂપે
રચી ગગન નીલમાં વિવિધ દામિનીની લીલા.
છવાયું નભઘોર: તાંડવ પ્રકંપતા ગર્જને
પ્રવાત, વળી વારિહેલી બળવંત પાંખો વીંઝી
દિશા સકળ તૂટતી, તન તણાં બધાં અંગમાં
ભરાય પ્રલયાગ્નિ પ્રાણ, કિકિયારીઓ કંપતું
મહા જગત આ જ ને પ્રલયમૂર્તિ અગ્નિ વીંઝે
બની ગરુડ સૌમ્ય કોમલ ઉપા ગળી ભક્ષ્ય શી
પ્રચંડ પ્રલયોર્મિ ગર્જન સુણી ઊભો એકલો
અશાંત નૃપ દેખતો પ્રબળ નૃત્ય આ યુદ્ધનું
પળેક કર કેરું ચાપ સહસા જ ટંકારતો.

ઘોર ગર્જના સુણનો
ત્યાં દામિની ઝણકારતી,
યુદ્ધના ફફડાટમાં
ત્યાં પંથ ભૂલી વ્યોમનો
બ્હાવરી બની બ્હાવરી
સહુ અપ્સરા આક્રંદતી
–શું પૂર્ણ ના યુદ્ધ સુરેન્દ્રધામનું?
કેશી મહાદાનવ ખડ્ગ વીંઝતો
ફાળો ભરે, ઘાવ પ્રચંડ ફેંકે;

એ એ જ શત્રુ
અનેક સંગ્રામ વિશે મળેલો :
એ લાલ આંખો
સમરાંગણે જે ચમકેલ આંધીમાં.

લહે પુરુરવા નભે પળ સચોટ ચક્ષુ વડે
દિશાંત અવગાઢ સૌ અસિત રાક્ષસી ત્યાં ઊભો
અસુર ઘનઘોર શ્યામ અરિ દાનવોનો નૃપ
નિરુદ્ધ બલમત્ત, વ્યાઘ્ર સમ : કેશી સજ્જાયુદ્ધ
કેશી દાનવ શ્યામ ઘોર ગગને વર્ષા અને દામિની
રૂપે, ત્રાડ, પ્રપાત ઘોર ભરતો, આકાર ક્રોધાગ્નિનો,
કંપે ત્યાં વીજની ક્રિયા ઉર ધરી શૃંગો મહા ભેદતો
વિસ્તારંત દિશાંત શ્યામ ક્ષિતિજે રુદ્રોર્મિની રાત્રિ આ !
ત્યાં અપ્સરાવૃંદ પરે સવેગ
બલિષ્ઠ એવો નિજ વાયુ દેહ
પ્રસારીને અર્ગલ શા કરે બે
સુકોમલા અંગનું લક્ષ્ય ધારતો.

ધ્રૂજે રે અપ્સરાવૃંદ પ્રવાતે કુસુમો સમું,
રાક્ષસી શક્તિની ફૂંકે ત્રાસેલી, આર્ત્ત વ્યાકુળ.

અને પ્રબળ બાજ શો ઊતરી તે પડ્યો ઉર્વશી
સુકોમલ વરેણ્ય રૂપ પર, કેશી તે દાનવ;
ધરે કર પ્રચંડ બેય પર, તે ઊડે વ્યોમમાં
અમાપ અવકાશમાં અનલ જીભ ફુત્કારતો
પ્રચંડ નિજ કાયથી સહુ દિશા ભરી નાખતો.
મહા પુરુરવા પ્રચંડ નિજ અગ્નિશસ્ત્રો વીંઝી
અબાધિત અજેય વેગ રથચક્ર અશ્વે પૂરી
પડે પૂંઠ પરે અને પ્રબળ કેશી ત્યાં અશ્વ પે

થતો કુપિત આકળો, અધીર, વેરીશો, વેગીલો
નિપાત કરનાર શસ્ત્ર અસિ તીક્ષ્ણ એ ઝીંકતો
પ્રતીક નિજ ઘોર રાક્ષસ સ્વરૂપની શક્તિનું.
—પુરુરવા તણા મસ્તકે;
મહાન નૃપ ઘાવ કેશી અરિના નિવારી વધે,
વધે અરિ કને; પ્રચંડ કરમાં ધરી આયુધો
સહસ્ત્ર જલતી શિખાવત મહા મહાકાલનું,
ધરી નિજ ઉરે અજેય સ્મિત વીર યોદ્ધા તણું.

સુણીને અશ્વનો ઘોષ ઇન્દ્રમિત્ર લહી રથે
કેશી શત્રુ ઉરે કંપે, નેત્રમાં ભીતિ વિસ્તરે.

ટગરટગર ડોળા ફેરવી લાલ ઘેરા
પળવિપળ કરે એ દાનવે દૃષ્ટિ રોપી
અરથ ઉર પડી ત્યાં અપ્સરા મૂર્ચ્છિતા શી,
બલહીન બનતો ને ભીતિમાં કંપતો તે,
થતો વિચારી ઉરમાં હતાશ,
પ્રારબ્ધના લેખ પળેક વાંચતો;
કાં રાજવીને કર મૃત્યુ પામવું,
કે હારવું ત્યાં તજી ઉર્વશીને ?
અફાટ ને નિર્જન ત્યાં હિમાદ્રિમાં
પળેકમાં ત્યાં ઇન્દ્રની અપ્સરા તજી
છુપાય આકાશની શ્યામ ગહ્વરે
કરાલ છાયા અસિતે પ્રલીન
અદૃશ્ય જ્યાં કેશી થતો નભેથી
દિક્પ્રાંતનાં નિમ્નસ્તરો વિષે, અહો !
એવી પળે ધન્યપ્રભા પ્રસારતી
ઉષા બને તદ્રૂપ સૂર્યબિંબે

રાજા તણો અશ્વ પ્રશાંત આંખે
ઊભા ધરી અર્ઘ્ય પ્રભાત ભાનુને.
વિશાળ ભાલે ભય-સ્વેદ-બુંદ
આ વ્યસ્ત ને અમિત સુંદરી ઉર્વશી શી !
રાજા લહે સ્વપ્નસમાધિલીન.
સમાધિ એ સુંદર સન્નિધિની,
સોને મઢયો સ્કંધ દીસંત ખુલ્લો
ને સિંધુની ઊર્મિ સમાં સ્તનોની
આછી ઝીણી વલ્લરી રમ્ય અંગની
સુધાંશુનું ચેતન અસ્તવ્યસ્ત
તે મૂર્ચ્છિતા કોમલ કંદતી ત્યાં.

આ શું સૌન્દર્ય દિવ્ય ! નિજ દગ સમીપે મૂર્તિરૂપે પ્રકાશ્યું
દેખી પૃથ્વીપતિએ વિવશ પળ મહીં કામઆગે બળેલો
રોધી નિઃશ્વાસ ઘેરો નૃપતિ અરવ ત્યાં સુંદરી પાસ થોભે
આહા ! આનંદમુગ્ધ, સ્ફટિક ચમકતા ગૂઢભાવો ઉકેલે.

હતું ન મનમાં જરી વિવશ ભાવથી ચૂમવા,
છતાં રતિપ્રવાહ ઊભણુ નિજ અંગઅંગે સહી;
નમી લળી પડયો મહા નૃપતિ, સીંચતો પૌરુષે
કુસુંબી કુસુમો સમાં પ્રણયચૂંબનો, આર્દ્ર તે
સુખે સભર સ્પર્શતો અધર રમ્ય, સ્વાનંદમાં
અને અકળ ભાવથી કર પરે ગ્રહી ઉર્વશી
જતો રથની પાસ અંક નિજ દેવીને ધારતો.

ને એક હાથે રથઅશ્વ દોરતો
બીજા કરે સુંદરીને ગ્રહી રહ્યો;
સૌન્દર્યનું શિલ્પવિધાન આવું
લહી બને સ્નિગ્ધ પ્રતપ્ત સૂર્ય.

સૂર્ય ને નૃપના અંકે ચેતના સ્પર્શ પામતી
જાગતી શ્રાંત ને શાંત મૂર્ચ્છાના ક્રૂર પાશથી.

સંકોરતી ઉર્વશી અંગ ત્યાં જરી
શી મૂર્ચ્છનામાં પળમાં જતી સરી.

લીલા અંગ–કટાક્ષની નીરખીને ઊર્મિંવતો રાજવી
આનંદે ઉરસ્પંદને ગણી રહ્યો સૌન્દર્યનાં સ્પંદનો;
ને એ અંક પરે સુતેલ પ્રભુના સૌન્દર્યની મૂર્તિને
દેખે છે રસભાવથી નીતરતાં નેત્રો વડે રાજવી.

પદે પદે જાગૃત ઉર્વશી બને
લાવણ્યમાં વળી રહી તન કેરી મૂર્ચ્છા,
શિશિરનું શુષ્ક બનેલ પુષ્પ
સૌન્દર્યનો પ્રેમપરાગ ખીલે.
મૂર્ચ્છા વળી : આ ઉર સ્પંદનોમાં
પુરુરવા ત્યાં ઉરમાં અનુભવે
–આનંદસ્વપ્ને રતિરાગ–સ્પર્શે–
સમાધિ શી દિવ્ય વિરાટ સ્નેહે.

રહી ન ચિર એ સમાધિ હિમરાશિમાં, પંખિણી
સમી નૃપતિ પાસ હાસ્ય ઝણકારતી મેનકા.

ને મેનકાની સહ અન્ય અપ્સરા
પળેકમાં ક્યાંયથી આવી ઊભી
ધરા તણા શૈલગૃહે, જગાવી
પાદધ્વનિની વિચિમાલિકાઓ.
ભાનુ બને ત્યાં સહસા પ્રદીપ્ત,
વૃક્ષો મૃદુ કંપત, વાયુ અંચલે
વહે બધે ત્યાં મુદિતા નિરાળી.

મેનકાના મુખે ત્યાં તો શબ્દનાં બિંદુઓ ઝરે:
"ચાલ્યા ક્યાં રે અહો રાજા! લઈ આને સિધાવતા?
સ્વર્ગનું રત્ન જીત્યું છે આપે તે તો વર્યા અહો!
કીર્તિ સંગે મહાકાવ્યે જન્મતી એવી આ પ્રભા.

શું સ્થાપશો પ્રેયસી સ્વર્ણમંદિરે
આ પ્રેમને અંતરમાં સુહાવશો?
તોયે ન એ માત્ર હિરણ્ય શિલ્પ
—એ છે મહા ચેતન રૂપશક્તિનું?
સ્વર્લોકના દિવ્ય જ્વલંત તત્ત્વે
હિરણ્ય એનો વપુ છે ઘડાયો;
નભઃસ્તને મંગલ નેત્રદર્શન.

તારો ન તું વિજય એ દગમાં નિહાળ,
ના ત્યાં તું રે પ્રણયસૃષ્ટિની સિદ્ધિ ભાળ;
આ રત્નને પરમ ઇન્દ્રપદે તું અર્પ
હે માનવી! મનુજયજ્ઞની આહુતિ આ!

ન માત્ર એ સ્વર્ગની અપ્સરા રે
ના દેવના દેવની નર્તકી તે
મારી સખી, હૃદયનંદન મંજરી શી!
જીવું સખીરી તવ વિણ હવે હું કેમ?"

આગ્રહી યાચના આવી સાંભળી સખીને મુખે,
અર્પે ત્યાં મેનકા હસ્તે સ્વર્ગની નંદિતી સખી.

ઊભો તદા શાંત છતાં અધીર
ઉરે, જરી ઉર્વશીને વિલોકતો
જવા વળે કિંતુ જઈ શકે ના,
આવેગે ગતિ વીરની રમી ઠરી સંમોહ આકર્ષણે.

અગાધ જાગ્યો રતિઆત્મક્ષોભ,
તે દેખીને બોલી સખી તિલોત્તમા:
" હે માનવી રાજવી ! નાથ પૃથ્વીના
તું દેવથી અધિક શ્રેષ્ઠ: ઉદાર કૃત્ય
તેં આજ આ મહત્ પ્રાપ્તિ સમર્પી દીધી.
કે રે વિના આ દ્યુતિરત્ન સ્વર્ગે
આનંદના લોક અરણ્ય થાત.
સુરેન્દ્રનાં નંદન રંગદ્વાર
વિરહાગ્નિમાં પ્રજળી: ભસ્મ સ્મશાન થાત.
જા પૃથ્વી કેરા તુજ રાજ્યધામે !
જા ધૈર્યવાન તવ રાજવીધર્મ ધાર !
સંસારના શુષ્ક અરણ્યતાપે
જો ઝંખનાઝાળ તને પ્રજાળે;
ભૂલી તું તેને
વિષાદને હર્ષ સમાન માનજે,
નૈરાશ્યને આશ સમાન લેખજે;
રાજર્ષિનો ધર્મ પ્રસિદ્ધ ધાર."

શબ્દ એકે ન બોલી ત્યાં રાજવી અશ્વરશ્મિઓ
ગ્રહી હાથે જતો ક્યાંયે દૃષ્ટિથી દૂર દૂર ત્યાં.

અશ્વો તણી સન્નિધિ વાંછતો આ
સમીર ઘેલો ગિરિશૃંગ વીંટતો;
શૃંગો પરે વસન શ્વેત સમી છવાતી
અમેયના મૌનની ગૂઢ ઉગ્રતા.

રાજાએ અશ્વને દોર્યા ગંગોત્રીતીર પ્રાંતમાં;
ગંગા શુભ્રા વહે માતા જનને શાંતિ આપતી;

આવેગે અંતરે ઘેલો રાજવી ઊર્ધ્વમાં લહે,-
તહીં ઊભી મૃદુ હસ્તો પ્રસારી ઉર્વશી પ્રિયે.

જાણે અરે દૂરથી વાંછતી શી
જ્વલંત આલિંગન દિવ્ય હસ્તે;
એવી પળે ઉર્વશીનાં દૃગે સૌ
દેવાંગનાઓ કર બે દબાવે.
રાજા ચહે ઉર્વશી પાસ પ્હોંચવા
દોરી જવા અશ્વ સવેગ વ્યાકુળ.
પ્રેરાઈ ત્યાં તો શું અગમ્ય ભાવે
અશ્વો પરે સ્હેજ પ્રહાર મારે;
વસુંધરાની વનની દિશામાં
અદૃશ્ય થાતો રથ શો જ્વલંત.

ત્યજે જ્યાં પ્રેયસી વ્યોમે આત્મામાં અગ્નિ જાગતો,
અશ્વોને વેગીલા ઉગ્ર, ઊડાડે ધરતીપટે
રથ કરે ધરેરાટી : પૃથ્વીનાં ધમકે સ્તરો
ઇડાની રાજ્યધાનીમાં હર્ષનાં પૂર ઊછળ્યાં.



## સર્ગ-૨

હિમાદ્રિમાં માનવસ્પર્શ સુપ્રભ :
પામી, ધરાનાં રસ અંગ ઝીલી
પુનઃ જતી ત્યાં સખીઓની સંગે
ઇંદ્રસ્તલે રંગગૃહે શી ઉર્વશી.

ઉષાની લાલિમા પીને જ્યોત્સ્નાધાર ધરી ઉરે
પાર્થિવ હર્ષઆવેગે માનવી મોહિની ભરી.
રાજવી સ્નેહઆશ્લેષે નવા ભાવો ઉરે ભરી
સ્વર્ગે દિવ્યાંગના આવી, કટાક્ષે બદલી છબી.
ન એ આ દિવ્ય સૌન્દર્ય સ્વર્ગનું મુખ પે રમે,
ન તો એ ઇન્દ્રસૃષ્ટિમાં આનંદે સ્વર્ગ ભોગવે.

માનવી-ઇજને ઘેલી ઇન્દ્રની રૂપધારિણી
ચહે શા ચંચલા ભાવો, દિવ્ય એ અંગઅંગમાં.

હતી હૃદયગમ્ય સૃષ્ટિ સુરલોકની પારકી
વિચિત્ર દીસતી : દગો મનુજ-ઊર્મિઘેને ઢળે.
હતો પ્રણય આદિ એ જ હૃદયાસને કિંતુ ના
હતો અમર તત્ત્વનો હૃદય અપ્સરાસ્પંદ એ.
અગમ્ય, અહ ! ચંચલ
સહે થનગનાટ હર્ષ; નિજ ભાવથી વિસ્મિતા :
ઉરે વ્યથિત અંકુશે અકળ પૃથ્વીસ્વામી તણા
રહે હૃદયગોપન ! અતિ નિગૂઢ આશ્ચર્ય એ.

સ્વર્ગનું નૃત્ય ત્યાગીને માનવીઊર્મિજ્વાલના
સ્પર્શો એ નિત્ય અંગાંગે સેવતી રૂપનિર્ઝરી.
સ્વર્ગનાં સ્નાનસ્રોતોમાં, નંદને ત્યાં વિહારમાં,
આકાશે સ્વર્ણ સંધ્યામાં હતી તેવી જ ઉર્વશી.
છતાંયે રૂપ દિવ્યાનું અવસ્થાંતર કેવું આ
હસંતી મર્ત્યના ભાવે, અનિમિત્ત સ્મિતે હસે
ગતિ કે કર્મ કે ક્રિયા અભિવ્યક્તિ વ્યથા તણી,
વ્યથાએ મનમાં રાચે, વ્યથાએ ચંચલોર્મિ શી
વ્યથાએ અશ્રુઓ લાવે, વ્યથા નિસ્તબ્ધતા ભરે.

સ્વર્ગે તદા ઋતુ વસંત તણી વધાઈ
સંગીતની ફોરમ નૃત્ય સંગે
ફેલાય, આંદોલન દીપ્તિ રંગે,
ને તેજની ચમક સર્વ સ્થળે છવાઈ.
વસંતનો તે દિન પુષ્પ જેવો
ખીલી ઊઠે ચેતન સૌરભે ત્યાં,

દેવો તણાં નાટ્યગૃહે વધાઈ!
દેવો તણું એ શુભ ક્રીડનીયક
જે ખેલવા ગગનરંગની અપ્સરાઓ
જ્વલંત વસ્ત્રો નિજ અંગ ઓઢે.

નાટ્યના વેશ્મને જામે લક્ષ્મી કેરો સ્વયંવર
ઉર્વશી લક્ષ્મીના પાત્રે પ્રગટે સિંધુપુત્રી શી.
મેનકા રૂપ ધારે શી સિંધુના દેવ કેરું ત્યાં
નટીઓ અપ્સરાઓનાં અંગો ખીલે અભિનયે.
વાચા અંગ આહાર્યે મંડપે રચના બધી
વિચારી યોજના સર્જી નાટ્યમાં વિઘ્ન દારવા.
ચંદ્રની કાંતિ શૃંગારે સ્નિગ્ધતા કોમલાંગની
વીરતા વીર કેરી જ્યાં નાટ્ય કેરા દીસે રસે.

કુસુમકોમલના ઉર સ્પર્શતી
લલિત લાસ્યની ચેતના લસે;
પ્રણયગુંજન નૃત્ય તણું થતું
સુહૃત વીરજનો બલવંત ત્યાં.
નવલ નાટ્ય સુકોમલ રંગીલું
મૃદુલ શૈલીનું નાટક કૈશિકી.

અનાદિ ઘટમાળ રૂપક બની જતું મંડપે
અનાદિ તણું રંગપૂજન થતું અને ઘાતનું
નિવારણ કરાવવા ધ્વજ ઉડાવતા ઇન્દ્રનો,
રટે વિચિત્ર મંત્ર, જર્જર પૂજા થતી ત્યાં તદા.
અને સુખદ શાંતિમાં લયભરી થતી નાન્દિ ને
પછી જવનિકા ઊડે વિવિધ વાદ્યસંવાદમાં,
વદે પરમ સૂત્રધાર નિજ શ્લોક પ્રારંભનો.
પ્રવેશ કરતી નટી, પરમ લ્હાણુ લાલિત્યની.

નાટયના મધ્ય અંકે ત્યાં લક્ષ્મીને મેનકા કહે :
"લક્ષ્મી હે ! સિંધુની પુત્રી ! કહે તું વર કયો ચહે ?
સ્વર્ગના દેવના પુત્રો વાંછતા તવ હસ્તને,
સ્વર્ગે તારા પદે પૂજા સ્વર્ગ ઋત્વિજ ઇચ્છતા.
અમર્ત્ય શાંત સૌન્દર્ય અર્ચવા કાવ્ય ગૂંથવા
કવિઓ આર્ષદ્રષ્ટાઓ તને આજે વિલોકતા."
સુણીને મેનકાઉક્તિ ઉર્વશી સ્નિગ્ધ પેખતી
ઋષિઓ દેવતા જોતી કહે ગંભીર નાદથી
( જાણે સુદૂર થકી આત્મનિનાદ બોલ્યો )

"પુરુરવાને મુજ આત્મ-નાથને !"

અન્યોકિત નાટયમાં આવી સુણી સૌ દેવતા હસ્યા,
પર્ણોમાં ગ્રીષ્મનો વાયુ કરે શું અટ્ટહાસ્ય આ ?

રે ! નાટયની સફળતા પર ઘાત આવી
રે ! વિઘ્ન આ સરલ નાટય તણા પ્રવાહે;
દેવેન્દ્ર નાટયગૃહના સુર સૂત્રધારે
કોપી, ઝીલી જલની અંજલિ શાપ દીધો :
"તું આજ આ સ્વર્ગ તણી મહત્તા
પ્રભાવ દેવેન્દ્ર-નિવાસ કેરો
વિસારીને માનવનામ બોલી;
રે ! મર્ત્યનો પ્રાણ અહીં પ્રવેશ્યો !
જા પૃથ્વીના મર્ત્ય-પટે પડી જા"
આવેગ આ શો ! ઉરકામના શી !
પૃથ્વી તણા માનવ કાજ પ્રેમે
તેં નામ એ પાર્થિવ રાજવીનું
અહીં રટી, સ્વર્ગપ્રથા ઉવેખી,

તો કામનાઅગ્નિ મહીં તું જલીને
સૌંદર્ય તારું ત્યાં તુજ વેડફી દે!
હવે ન આ સ્વર્ગ તણી તું અપ્સરા!
આનંદ કેરો રસ-ઓઘ પામશે.
જા મર્ત્ય કાજે તુજ રૂપ અર્પજે,
જા પર્વતોની ઘનઘોર ગહ્વરે,
ગંગાતટે યા નગરો અશાંતે,
જા, માનવી સંગ વિહાર! તું જા!"

શાપ ફુત્કારતા શબ્દો સુણીને સ્તબ્ધ દેવતા,
મહામૌન મહાશૂન્ય ફેલાયું સ્વર્ગમાં અરે!

ઇન્દ્રાદિ દેવો સહુ સ્તબ્ધ થાય—!
આ શાપ તો ઋત્વિજ ને તપસ્વિનો
ના વ્યર્થ કો કાળ વિષે થનારો!
દેવેન્દ્રના અંતરની વ્યથાઓ
ઊઠે અરે! તીવ્ર સ્ફુલિંગ જેવી.
ધીરે વદે શબ્દ વિષાદઘેરા:
"કો વહ્નિની જ્વાલ વિષે સુપુષ્પ
જતું જલી, નિર્દય-ક્રૂર-ઘાત—
રે તેમ આ પુષ્પ હિરણ્યરૂપ
કોપાગ્નિથી ભસ્મ થઈ જશે ત્યાં.
ધરા તણા ઉગ્ર તપેલ પ્હાડમાં
શેં જીવશે તે? કઈ વેદનામાં
આ કોમલાંગી દિવસો વિતાવશે?
અનંતના તત્ત્વ વડે ઘડેલી
આ મૂર્તિને સાન્ત પ્રદેશ વિષે ધકેલો?
કહો! કહો! હે ઋષિ દિવ્યદૃષ્ટા!

કયા જ્ઞાનના દિવ્ય પ્રભાવથી રે
આપે દીધો શાપ, વરેણ્ય આવા
સૌન્દર્યના પરમ શિલ્પ પરે? શું થાશે?
સૌન્દર્યની ઝલક લુપ્ત થશે શું આમ?"

સુણીને ઇન્દ્રના શબ્દો ભરતે ચક્ષુ ખોલીને
કહ્યું: 'રે! આર્યદૃષ્ટિના શાપે સિદ્ધિ વરેલ છે.
છતાંયે ક્રોધ પામેલો આજ કારુણ્ય આપું હું,
સુણી દેવો તણું દુઃખ શાંતિ-શબ્દો હવે કહું:
અહીંથી પૃથ્વી-ગંગાના તટે તું ઉર્વશી જજે
ત્યાંથી તું પૃથ્વી-સ્વામીના ભવ્ય સામ્રાજ્ય પામજે.
પૃથ્વીમાં પ્રેમ પામીને સૌમ્ય માતૃત્વ ધારશે
મિલને સ્વર્ગ-પૃથ્વીનાં પૃથ્વીમાં પૂર્ણ જન્મશે
દિવ્ય સિદ્ધિ મહા કાજે તારું રૂપ ઘડ્યું ઈશે
અને એ મર્ત્યભાવો સૌ પામી સ્વર્ગે તું આવશે.
તદા આ નંદને દેવી આવજે, રૂપનિર્ઝર!
એ તારા દિવ્ય આનંદે સ્વર્ગે થાશે રૂપાંતર.'
ભરતે આમ બોલીને આત્માની શાંતિ પામવા
આત્માના ઊર્ધ્વઊંડાણે સમાધિસ્થિત થાય તે.
સુણીને મુનિનો બોધ દેવો સાશ્ચર્ય વ્યાકુળ;
ઇન્દ્રના રંગદ્વારેથી ઉર્વશી અવરોહતી.

મધ્યાહ્નની લ્હેરખી ત્યાં શમે શી;
દેવો તણાં સ્તબ્ધ મુખો પ્રતિ શું
કો આખરી ચક્ષુકટાક્ષ ફેંકે
કેવી અરે નીરવના છવાઈ!
ઊભા બધી સ્વર્ગ તજી જતી શી!
સૌન્દર્યનું સ્વર્ગ શું સ્વર્ગ ત્યાગતું!

ઉદ્યાન એ પરમ ચેતન પૂર્ણતાનાં
ભાનુ અને ચંદ્ર તણા મહાલયો
આકાશના તારક-મંડળોથી
નીચે સરે ભવ્ય આગાધ નીરવે;
જ્યાં શુભ્ર ને સિંધુ સમાન ગંગા
પરિભ્રમણ જે અનેક ગિરિકેડી કાપી કરે.

રે ક્યાંક તો શાંત, કહીંક ખેલતી,
કહીંક ઉન્માદ પ્રચંડ સર્જતી-
વહે જહીં પથ્થરને પખાળતી

હાં! ગ્રીષ્મની મધુભરી ધરણીની ધાત્રિ-

એવા જ આ રમ્યપટે તટે જ્યાં
દિવ્યાંગના કનક કાંત કરે રમેલી
દિવ્યાંબરે મલકતા ઉરુ સ્હેજ ખુલ્લા
થોભી જરી જગતમાર્ગની દિવ્ય યાત્રી.
ગંગાકિનારે જલરાશિ મુગ્ધા
સૌન્દર્યની દિવ્ય હિરણ્ય મૂર્તિ;
સુદૂરના વિસ્તરતા પ્રદેશો
દેખે, રચી કોમળ નેત્રપલ્લવી.
જાણે ધરા મિત્ર સમાન હોય
જાણે ધરા વ્હેની શી વ્હેન હોય,
આ રત્નગર્ભા પિયુ કેરી મુદ્રા
લલામ આ શાંત સખી રૂપાળી;
પદેપદે વિસ્તરતી ધરા શી;
રહી જતી પાછળ સ્વર્ણ-આભા;
નીલાંબરે એ મણિ નીલ શૃંગો
કંપંત સ્વાનંદ સમીરમાં જે,

સુરેન્દ્રનું સ્વર્ગ સમગ્ર ત્યાં રહ્યું.
ના દેખતી ઉર્વશી તે જરાય;
આ સૂર્યરશ્મિ સહ દેખતી તે
હિમાદ્રિઓ, પૃથ્વી તણા મહાદ્રિઓ
પ્રચંડ પેટાળ પરે ઊભેલા
અતાગથી ચંડ અફાટ ભેટે-
-હિમાદ્રિઓ ઘોર કરાલ કેવા !
જટા:વિશે જે વનરાજી ધારતા
હિમાદ્રિઓ શ્વેત, અનંત, શાશ્વત.

સોનાના તાર જેવાં રવિકિરણ સરે દિવ્ય પૃથ્વી પ્રશાંતે,
મેઘે છાયાં અનંતે ગગન ગગનમાં સૌમ્ય ઉત્તુંગ શૃંગો,
ત્યાંથી સાશ્ચર્ય દેખે મનુજકુલ તણી સિદ્ધિસીમા અનેક
પ્રાતઃકાળે થતી જ્યાં પ્રગટ નગરમાં શૌર્ય, શબ્દે, કલામાં.

નયન-પલ્લવીમાં રમતી હવે
જગત ને વસુધાપટની લીલા;
મન ભરી ભરીને સ્થિર અપ્સરા
નીરખતી રસદર્શન, ધન્ય તે !

આવી પળે રંજિત ચંચલા શી
તિલોત્તમા ત્યાં ઝબકે નભેથી
ગંગાકિનારે સખી પાસ ઊતરી

આછેરા મૌન માંહે મૃદુ કલરવથી બોલતી : " બ્હેન ! ચાલ. "

પ્રતીક્ષા કરતી પૃથ્વી, અપ્સરા અભિસારિકા
પૃથ્વીનાથ પદે જાયે બદરિકેશ્વરે નમી.

*

ઇલાની રાજધાનીમાં રાજવી ત્રસ્તઅંતરે,
અશાંતિ સર્વ સ્થાનોમાં, લોકોની ક્ષુબ્ધ ચેતના.

ન ચેન ઉર પામતો પુરજનો તણા વંદને,
ન તોષ જરી મેળવે, જનસમાજમાં, યજ્ઞના
બુલંદ રવ, મંદિરે પરમ ઇષ્ટદેવી પદે
અને સમરઘોષ કે પ્રબળ નર્તનો અશ્વનાં
ગમે ન રજ માત્ર : નીરસ બની ગઈ જિંદગી.
ન ભવ્ય રથદોડ કે ગજગણોની સ્પર્ધા ગમે,
ન રાજ, નહિ દિવ્ય કાજ, પ્રિય સૌ થયાં અપ્રિય :
વિષાદભર અંતરે
જતો અરવ સૂમસામ દિક્ પશ્ચિમે એકલો,
અને બદરિકેશ્વરેથી ભમતો જતો ઊર્ધ્વમાં;
વિજન્ય ગિરિકંદરા : હિમ વિશે પડે આભથી
અનેક પ્રતિબિંબ સૂર્ય, શશી, તારલા તેજનાં !
ન માનવ કહીં દીસે : પણ ઊગે નવી ચેતના
નિત નવીન રૂપો ધરી,

ક્યહીં ત્વરિત આગની ચમકમાં દીસે રૂપ ને
પુનઃ ધવલ છાય કો ક્ષિતિજને ભરે ને શમે
ઉષાઉદયમાં થતું પરમ દશ્ય આનંદનું,
નમે લલિત શેરડા વિમલ શુભ્ર સૌન્દર્યના;
નિહાળી નભની કલા હૃદય રાજવીનું થતું
અનાદિ રસ-ભાવથી સભર : ઝંખતો સ્પર્શ એ

સહજ સ્પર્શ એ પ્રેમનો,
પ્રગટતો અનંતે સદા
પરમ શાંત તે અમૃતા !

લહી પરમ દૃશ્ય આ અમલ પાવકાગ્નિ તણું
અનાદિ પળમાં જ આત્મ તણી ઝંખના જાગતી.
ધ્યાને લસે સુંદરતાની ચેતના,
એ ચેતનાથી સ્મૃતિ જાગતી ત્યાં
અનંત અંભોધિ ઉરે શું સ્પંદનો,
આંદોલનો આ વિચિનાં વહે શાં ?
એવાં જ આંદોલન-અંશુઓમાં
દેખાય જાણે નભરંગદ્વારે
પશ્ચાદભૂતું હિમ-દૃશ્ય જાણે
અગ્રે ઊભી રંગ પરે શું નર્તકી
દેવેન્દ્રની એ રસનિર્ઝરિણી–
ગુલાબી વસ્ત્રો નિજ અંગ ધારી
અનંત શૃંગાર તણા કટાક્ષે
પલકમાં આ હિમરાશિમાં તો
સંવેદનો અંતર ચેતનાનાં
ફેલાવવા કે ઉર ઝીલવાને ?
યથાર્થ રસદર્શન : પરમ એ શું પૂર્ણેન્દુ છે ?
સમીપ ઇન્દુકાન્તા હસે ?
એ ઉર્વશીની સખી શું તિલોત્તમા ?
નિહાળતો દૃશ્ય પુરુરવા આ
ને રાજવી અંતરમાં સ્ફુરંતી
આશ્ચર્યભીતિ : પળ આંખ મીંચે.
પલક પછી ઊઘડે દગદલો : શું આ ધ્યાત તે
અમલ તત્ત્વ સૌન્દર્યનું ? અહહ ! ધન્ય ધ્યાતા બને.
દીસે પરમ ઉર્વશી સખી તિલોત્તમા સંગમાં
વિશુદ્ધ રસદૃશ્યમાં પ્રગટતી તહીં સુંદરી ?
કરી ભ્રમણ, આત્મભાન વિણ, પર્વતે પર્વતે
ઉષા સહ અનંતની સહજ જાગૃતિ દેખતો

ને રાત્રિમાં
બ્રહ્માંડ-વ્યોમે
તરલ તેજ બિંદુ તણાં
વિશુભ્ર રસ-વ્હેનમાં
ઓજસવતું પાન કરે પ્રસન્ન.
અને ગિરિવરો તણાં ધવલ શૃંગને ભેટતો
અકેલ દિનરાત ત્યાં,-
કદી ન ઉર અન્ન કે જલની વાંચ્છના સેવતો,
ગયા પ્રહર ક્લાંત ! કૈં અહર રાત્રિ વીતી ગયાં;
કરી ભ્રમણ માસ સાત પછી ધન્ય આ દર્શન !
સ્ફુરે તરલ દૃશ્ય : એક ચમકારતી વિદ્યુત,
સમીરણ મદે ભર્યો અચરજો ભરે ચોદિશે,
પુલકતી શું સ્વર્લોકથી
પળ વિલોકતો દામિની,
નૃપ વિલોકતી અપ્સરા
મૃદુ તિલોત્તમા બોલતી:
'થતી સ્વપનસિદ્ધિ આજ તુજ આત્મની, રાજવી !
સ્વસા મુજ તને દઉં; હૃદયમૂર્તિ તારી અહો !
સુરેન્દ્ર નભ-તેજ-પુંજ-મધુ સ્પંદતી મૂર્તિ આ.'
સુણી પરમ મંત્ર મોહિની સમું રૂડું નામ તે
ઊઠે નૃપતિ ઉર્વશી પ્રતિ જતો મહાપ્રેરણા
સમો ગગન પૃથ્વી સંગ ગિરિને ભૂલે : દેખતો
સ્વરૂપ સહુ વિશ્વનાં સકળ રૂપના અર્ક શું;
વદે મૃદુ તિલોત્તમા નૃપતિને દિયે બોધ કે:

"હે પૃથ્વીના નાથ ! પુરૂરવા હે !
તું માનવી મનુજ-શ્રેષ્ઠ છતાંય આવી

જો ઇન્દ્રના રંગગૃહેથી અપ્સરા
આ પ્રેયસી સ્વર્ગીય મૂર્તિ તારી,
છે અપ્સરાઓ નભમુક્ત પંખિણી
વને વને સંચરતી નભેથી;
સમીરણે અમૃત ઊર્મિ જેવી,
વિલોલ છંદે
વિશ્વતલે તે
નિઃસીમ આકાશ સમી છવાય;
આ અપ્સરારૂપ અમેય વ્હેતું;
તું માનવી તોય તું સ્વર્ગ પામ્યો,
પ્રદાન આ તું સ્વર્લોક કેરું
સ્વીકાર ને રક્ષ હવે તું તેને.
હે રાજવી! ભવ્ય પ્રતાપવંત
તું અર્ધ અંગે રતિ-મૂર્તિ આવી
સ્વીકાર સ્નેહે તુજ આત્મછંદે.
સ્ફુલિંગથી જ્વાલ પ્રતપ્ત થાતી;
આ અપ્સરાની રતિ કાંત રક્તિમા."

તિલોત્તમા મુખે આવા શબ્દો સાંભળતો નૃપ,
ઝંખના સ્ફુરતી તીવ્ર વૃત્તિ સૌ વેદિકા બને;
કામને રતિ આલિંગે સ્તબ્ધતા અંગઅંગમાં,
આનંદે વિસ્મૃતિ થાતી, સ્પંદ આત્મા તણો રહે.

"ત્યાં નાચતી ઝંખતી વૃત્તિ મારી,
આ અગ્નિ શો વેગ મને પ્રજાળતો;
આ શક્તિનો ઓધ વસંતરંગે
પરાગના ફાગ ચહે પ્રસારવા.

રસવિલાસ વિશુભ્ર પ્રકાશમાં
પ્રણયના કર કોમલ સ્પંદને
અનુભવું મુજ પ્રેમલ પ્રેયસી
સહ નિગૂઢ દગે રચી મૈત્રક."

મુખરિત ઉર થાયે રણકારંતી વેદના,
મૌનની વેદના ખોલી, લૂછે પ્રસ્વેદ-બિંદુને.

ભૂલી જતો કે જગ આંહીં ઊભું,
ભૂલી જતો રમ્ય તિલોત્તમાને.

પ્રણયસાર વહે રસઐક્યમાં
સરલ તન્મય થાય શી જોડલી
મિલન મૌન થકી સ્ફુરતો ધ્વનિ
ગગન-ગર્જનમાં રવ સિંધુનો.

સહસા ધરતી નભે થતું મિલને ઐક્ય તદા અનંતનું
રસ રેલવતી પ્રભા ઝીલી પ્રણયે શિલ્પ બને હિમાદ્રિ શો.
તજતી હિમકંદરા બધે હિમ જેવું યુગમૌન નિર્જન
શિવ શીતળતા તજી દિયે, ગિરિ ભીંજાય રસે રસાર્દ્રના.

નમણી પળ એક એવી એ વદતી ધન્ય થતી સખી તદા:
"નૃપ તું તવ સંગ ધારજે પ્રિય ગંગા હર જેમ ધારતા,
મિલને તુજ આત્મ સંગનું વસુ શી રક્ષણ આપજે સદા,
ધરતી પર એક આત્મામાં વસજો નિત્ય યુગો સુધી તમે.

પહેલે વર્ષે હિમાદ્રિમાં, બીજે વર્ષે વને વને,
ઇલાપદે જજો ત્રીજે-રાજલક્ષ્મી ધરી કરે.
પ્રારબ્ધે દત્ત આનંદે કંડારેલ વિલાસમાં
પામજો યૌવને તૃપ્તિ હર્ષ સૌન્દર્ય મસ્તીની.

રે ! ધ્યાનથી સાંભળ પૃથ્વીનાથ !
હે ! ધીર ગંભીર-ઉદાત્ત રાજા,
કિરીટ તારે શુભ સપ્તરશ્મિ
છે ઇન્દ્રઆજ્ઞા તુજ કાજ આવી.
કે અપ્સરાએ મનુબાલ સંગે
એકાત્મના મિલનમાં નિજ દેહશિલ્પ
મનુષ્ય દૃષ્ટિ થકી ગુપ્ત રાખવું.
ના લોચને મર્ત્ય-અમર્ત્ય દેખવું
ના અપ્સરાએ મનુદેહ દેખવો,
તેથી જ તું વેષ્ટિત રાખજે આ
શરીર તારું મનુ મૃત્તિકાનું
પ્રસન્ન એવા રસઐક્ય કાલે
ને શર્વરીમાં થતી આત્મ એકતા.
ન થાય તે સૂર્યપ્રભા પ્રકાશમાં,
—સદૈવ એ ધ્યાન ઉરે તું સેવજે."

નભે તપનતેજના ઝળઝળાટમાં યુગ્મને
પ્રદીપ્ત મૂકીને સખી નિમિષ જાય મધ્યાહ્નમાં.
ઊભો સહજ શાંત : શાંતિ ઉર સ્તંભ એકાંતની
દીસે પ્રણય અગ્રદૂત સરખી મહા શાંતિ આ,
અકેલ શરમાતી અંગ ઢળતાં : ધરી ઉર્વશી
હિલોલ ભર અંતરે : 'સહજ મર્ત્ય અંકુશથી
થતી ઉર અશાંત વ્યગ્ર નિજ અંતરે ક્રંદતી
" હું અપ્સરા વ્યગ્ર થઈ શું હાય !
ક્યમ:સ્ફુરે મનુષ્યોર્મિઓ ?
મને મનુજલોકના શું કમનીય ભાવો ગમે ?
રસાર્દ્ર અભિસાર આ મિલન પૂર્ણતા પામતો.

બ્રહ્માંડમાં આ ધરણી નિરાળી,
લીલા કરે રતિ તણી પરમેશ ભવ્ય,
અંગાંગનાં પ્રથમ એ મિલને વહંતી
આનંદનાં સલિલની સરિતા સુરમ્ય.

આકાશેથી તપન તપતો ઉગ્ર મધ્યાહ્ન ત્યાગે
આરંભે ત્યાં હિમગિરિ પરે યુગ્મ આ પ્રેમયાત્રા;
હર્ષોર્મિનો નિધિ ઉમટતો યૌવનથી વહંતો
હાસ્યે હાસ્યે મુખરિત થતો ઘોષ ચારે દિશાએ.

પુરુરવાનાં ઉરસ્પન્દ ઝીલી
લતા સમી ઉર્વશી કંપતી ને
આ સ્પંદનો ઉર્વશી—અંતરેથી
આકાર કો શાશ્વત પૃથ્વી શિલ્પનો
ધારે, શમે સંસ્કૃતિ દેવલોકની,
દેવાધિદેવ તણું ભર્ગ વરેણ્ય વ્હેતું
આ લોકમાં, ધરતીમાં, હિમવંત શૃંગે.

પ્રેમે પ્રેમઆસક્ત ચક્ષુમાં ઉર્વશી સુહે
રાજાના ક્ષાત્ર પૌરુષે લક્ષ્મી રક્ષાય બે હવે.
ઝીલી આશ્લેષ આ દિવ્ય હિરણ્યઅર્ક અર્ચના
ચેતના રશ્મિઓ સીંચે, વર્ષા આ તેજ—સ્રોતની!



## સર્ગ–૩

હા ! દેવતા દિવ્ય થઈ ધરામાં
અર્ધાંગના આમ મનુષ્ય કેરી.

પ્રેયસી ઉર્વશી સંગે રાજવી શૃંગશૃંગમાં
ઘૂમતો, લીન આનંદે હિમાદ્રિના પથેપથે.
વીતાવ્યું એક ત્યાં વર્ષ ઉષાસંધ્યા–પ્રકાશની
શાશ્વતતા પ્રભાવોની : સૂર્યે રક્ષેલ વિશ્વમાં.
નિર્જન પર્વતો કેરી શૂન્યતા સંગમાં વસી
નિહાળ્યા નિત્ય વર્ષંતા મહા ધોધો હિમાદ્રિના.
પર્વતે શ્વેત શૃંગોથી સરતી સરિતા જુવે
ચૌદિકે આ ઝૂલે કેવાં હરિયાળાં પુષ્પપલ્લવો !
આશ્લેષે ઉર્વશી કેરાં વિશ્વસૌન્દર્ય ઝીલતો

રંગીલા પ્રેમઆવેગે આત્મથી આત્મ જોડતો.
શુભ્ર જ્યોતિર્મયી પાંખે પંખી બે શિલ્પ શાં દિસે,
નીતર્યાં નિર્ઝરો કેરાં નીરમાં નિત્ય નર્તતાં.
મયૂરો નાચતા એવી શાખાઓ પંખ ઢોળતી
સ્વરો ગૂંથે વિહંગોના નિશામાં ગીત-ગુંજન.
ત્રીજું વર્ષ ઊગે યુગ્મે સ્વર્ગ સાક્ષાત જન્મતું
વસંતે સૌરભે મ્હેંકે રક્તિમા નવ પ્રાણમાં.

ઉછંગ-ઉર્વશી કેરો ખૂંદે બાલ મયંક શો,
સ્વર્ગઐશ્વર્યનું રૂપ માનવી માટીમાં જુઓ!
અગ્નિજ્વાલા સમાં શુદ્ધ અંગાંગો જ્યોતમંડિતાં
દિવ્ય ને સ્વર્ણ અંગાંગો : ધન્ય એ સ્પર્શ : ધન્ય એ!
બાળસ્પર્શે સ્તને વ્હેતી શુભ્રતા પયધારની
ન્હાનલા એ કરો કેવા આલિંગે બાલભાવથી.
નાનાવિધ રૂડા ભાવો પ્રેમપુંજ બની જતા,
ઉર્વશી સ્નેહઆવેગે આનંદે સ્પંદતી કહે :

"પુરુરવા હે! અહીં યૌવનશ્રી
હાસ્યોર્મિ શી જીવનકામનાઓ
શું આમ આ નિર્જન શૈલ દેશે
જશે ડરી? એ જરી યોગ્ય ના, ને
યુવા બધી શૂન્ય શી નષ્ટ થાશે
આ વૃક્ષરાજી, ઘનગર્જનોમાં?

આ સર્વ ત્યાગી
મને થતું : વિશ્વની રંગલીલા
-પ્રહર્ષ એ માનવસર્જનોનો
ને માનવોની કુલ-રીત દેખવા.
હવે તજી નીલમ વ્યોમ વિસ્તર્યું

ને મુક્ત આ નિર્ઝરરાશિ ત્યાગી
હવે જવું હર્મ્ય મિનાર ગુંબજે.
આવી દિશા બાંધી લઈ સીમામાં
અમાપ જ્યાં રૂપ વિશે સમાયું,
કૌશલ્ય જ્યાં માનવની કલાનું
જ્યાં પથ્થરે ચેતન-કેન્દ્ર થાયે.
ત્રિકાલ જ્યાં કાલ થકી નિહાળે
અતીતને, શુદ્ધ અનંત રૂપે.
સરોવરોમાં જલમાં વિહારવા
ને દેવને મંદિર રંગ પૂરવા
ચહું મનુની ગૃહરાજ્ઞિ રૂપે
ભાવોર્મિના દીપક ત્યાં પ્રજાળવા."

ઉર્વશીના સુણી શબ્દો રાજાએ ધન્ય ભાવથી
વધાવી ભાવના આવી સંગમાં ઉર્વશી લઈ;
ઇલાની રાજધાનીમાં પ્રવેશે રાજવી તદા
પ્રજામાં હર્ષનાં મોજાં પ્રેમનાં પૂર ઊલટયાં.

પુરોહિતો વૈદિક પાઠ ઉચ્ચરે
વ્યાપાર છોડી વણિકો શું દોડતા;
રે, કોઢ છોડે ઘડતો લુહાર
કારીગરો ને કસબી જનો સૌ
શૂરા વીરો ને સહુ યોધરાજો
સન્નારીઓ, સુંદરીઓ શું નર્તકી
સૌ આજ જાયે સત્કાર કાજે.

પુષ્પો અને કુંકુમ દીપજ્યોતિ
કુમારિકા મંગલ ગીત ગાતી;

અનેક વાદ્યો રણકી ઊઠયાં ત્યાં
ફેલાય કો શંખનિનાદ ભવ્ય.
રાજા અને ઉર્વશી પૂર્ણ ઇન્દુ શાં,
પરાગ કેરી ભરતી ચઢી આ
કેવાં છવાયાં કુસુમો હિરણ્ય
આ દશ્ય ઝૂલંત મુદા સ્મિતોર્મિમાં,
ઝીલી રહ્યું હર્ષ વિમુગ્ધ યુગ્મ.

લગ્નના મીંઢળે સોહે પુષ્પના ગુચ્છ રંગીલા
ચોપાસે મૌક્તિકો વેરે પ્રાણમાં પૂર ઊછળ્યાં.
સાત આ વેગીલા ઘોડા શ્વેત ને સ્વર્ણ રંગના,
ખરીના નર્તને કેવા રથ હિંડોળ ઝૂલતા.

પુરુરવા-ઉર્વશી રાજરાશિ
સત્કારવા સર્વ પ્રજા શું ઊમટી.

આશીર્વાદ તણા મંત્રો શ્રોતિના મુખમાં સ્ફુરે,
ઋષિઓની ઋચાઓમાં સ્તુતિ ને સ્તવનો ઝરે.
ઉર્વશી રાજ્યમંદિરે અપ્સરા-વસ્ત્ર ત્યાગતી,
રાજવી કુળને શોભે અલંકારો તને ધરે.
ચારુતા દિવ્ય કાંતિની શમાતી દગપ્રાંતમાં,
ઘૂમટો ભાલને ચૂમે મર્યાદા મનુવંશની.

રે આમ કો માનવ એકને ત્યાં
નિવાસ પામ્યો રસપ્રેમ સ્વર્ગનો.
દિવ્યાંગનાને પૃથિવીની જિંદગી
વિશે શમાવી ગૃહિણી બનાવી
નાનાં રૂપોમાં પ્રગટેલ માયા
–સંસારચિંતા વળી કર્મચક્ર–
કેવું દીસે આ ગૃહ માનવીનું !

ઉર્વશીકૂખથી કેવી વીર્યવાન પ્રજા સ્ફુરી,
દેવવંશ સમી ભવ્ય, સત્ત્વે વીર્યવંત શી.

પ્રફુલ્લતા પ્રાણપ્રકાશ કેરી
આ નિત્ય વ્હેતી રસગંગ જાણે,
નિગૂઢથી રૂપ બનાવનારી
જાગી મહાશક્તિ પરેશ અંગથી,
અનંત રૂપો ઘડનાર માતા
જાગી મહાશક્તિ શું લોકબ્રહ્મની!
વિશુદ્ધ આ ફોરમ વિસ્તરી શી.

આકાશ શી જનપદે ગઈ ત્યાં છવાઈ;
ત્યાં આર્યદ્રષ્ટા, કવિ કે શું શિલ્પીમાં
કે દિવ્ય જ્ઞાની ઋષિઓ પ્રશાંતમાં
શી પ્રેરણા ચેતનમાં છવાઈ,
એવા જ આ જનપદે દ્યુતિપ્રાણ આવ્યો.

ગંગા અને સિંધુપ્રદેશ વચ્ચે
વિકાસનું ચેતન યજ્ઞ જેવું
ઉરે ઉરે નિર્મલ નીતર્યું શું
ને ઉર્વશીમાં રસભાવ-લીન.
વર્ષો વીત્યાં સાત આ પૃથ્વી કેરાં પ્રસન્ન.

લોકબ્રહ્મે અભિવ્યક્તિ થતી સૌન્દર્યશક્તિની
સંસ્કૃતિ ને કલા કેરી ચેતના ઉર્વશી બની.
નીરસ ને મૂઢ વૃત્તિના બન્યા શા શૂન્ય દેવતા
મંડપે નાટ્યના બેસી વિષાદે લીન શોચતા

ત્યાં ઇન્દ્રનો નીલ પ્રકાશ બોલતો :
'રે મેનકા ! સ્વર્ગસરે સ્ફુરેલું
એ પદ્મ ત્યાં પૃથ્વી પરે સુહાતું,
ને નાટયનો મંડપ સાવ સૂનો,
તે કાજ તું પૃથ્વી પરે જઈને
યુક્તિ પ્રયુક્તિ કરી લાવ તેને
દિવ્યાંગના દેવધરા ઉજાળવા.

આજ્ઞા આ સુણીને જતી ત્વરિત ત્યાં રે મેનકા સૂર્યનાં
રશ્મિદ્વાર પરે : ધરા નીરખતી તે ત્યાં લહે ઊર્મિલી;
દૂરેદૂર સુહંત ભાનુકિરણો પૃથ્વી પીએ નિર્મલ
પૃથ્વી કેન્દ્ર પ્રકાશ બિંદુ સમ ત્યાં ઇડા તણો દૂર્ગ શો.

છોડી સ્વર્ગ, અહો, અહો સરરર તે પૃથ્વી પરે આવતી
ઇડા માંડી જ્વલંત ભવ્ય નૃપના ઉદ્યાનને પેખતી
છાયામાં સરકી જુએ રજની ત્યાં ઘેરી બધે વિસ્તરી
રાજા આસન પાસ ભવ્ય જલતી કો વેદિકા અગ્નિની.

પ્હેલો બ્રાહ્મણ સ્વસ્તિમંત્ર રટતો-છંદો રટે બ્રાહ્મણો,
શંખોના રણકાર ત્યાં પ્રસરતા આનંદ ઉદ્‌ઘોષને;
યજ્ઞે અંજલિ આપી સૌમ્ય વદતા : "હે રાજ્ઞિ ! હે રાજવી !
દિવ્યા કાંતિ પ્રશાંતિ કીર્તિ વરજો આ પૃથ્વીના સંગમાં."

બીજો બ્રાહ્મણ : "દિવ્ય સૂર્ય નૃપ હે ! આ ઉર્વશી સ્વર્ગથી
પામ્યા છો અહ ! ધન્યભાગ્ય વસુના હે દેવતા આપજો,
આ છે સ્વર્ગ પરાગ પુષ્પ રસની હેલી શી દેવાંગના,
દેવી ! રક્ષિત પૃથ્વીનાથ-કરમાં સૌભાગ્ય તારું સદા !"

ત્રીજો બ્રાહ્મણ : "શક્તિવંત કરમાં પૃથ્વી ધરી, ઉર્વશી
હાવાં હાથ ધરો : તમે પરમ ને ! વિશ્વે વધો કાંતિ ને

પૃથ્વીનાં જડવંત આ તમસમાં આનંદજવાલા સ્ફુરો
રક્ષો આ રસયુગ્મ દિવ્ય વિભુના આનંદની મૂર્તિ શું."

બોલે બ્રાહ્મણ એક કે : "મિલન હયાં પૃથ્વી અને સ્વર્ગનું
દેવોનો પતિ દિવ્ય અગ્નિ સ્ફુરતો, ને પૂર્વજો આ ઊભા
આશીર્વાદ કહે, શું યજ્ઞ વહને દિર્ઘાયુ થાજો તમે!
આનંદો ચિરકાલ મુક્ત વિહરો હા! શાશ્વત શાશ્વત!"

"ત્યાં પ્રેમનો સૂર્ય તને ફરે રે
ગાતો ઉષામાં તુજ ગાન દિવ્યા;
સંધ્યા તણા રંગ બની પ્રકાશતો
મધ્યાહ્નની નિર્મલ કાંતિ દિવ્ય.
પુરુરવાનો પ્રણયાગ્નિ દિવ્ય
ને ઉર્વશી પ્રેમપ્રકાશપુંજ."

આવાં આ સ્વરચિહ્ન દિવ્ય રચતાં આહુતિમંત્રો રટે
અગ્નિ કેરી પ્રતપ્ત જ્વાલ મહીં શાં આનંદઘૃતો લસે,
સોહે ભાલ પરે ત્રિપુંડ પ્રતીકો આનંદ પુત્રો, અહો!
તેવી જે સૂરતા હતી પ્રગટતી-ઝીલી રહ્યું યુગ્મ એ.

પેખીને પળવાર સ્તબ્ધ બનતી ત્યાં અપ્સરા મેનકા
ધારે રે." કયમ દિવ્ય આ પ્રણયમાં ગૂંથ્યાં રૂડાં અંતરો,
બાંધ્યા આ હીરદોર એક પ્રણયે ઐક્યાત્મના છંદમાં,
એવી એ પળવાર વ્યગ્ર બનતી દેવેન્દ્રઆજ્ઞા સ્મરી.

રાત્રી થતાં ઉર્વશી સંગ રાજા
આનંદ હર્મ્યે પરિચારિકાઓ
સંગે જતા : તારકવૃંદ મધ્યે
મંદાકિનીમાં જ્યમ ચંદ્ર સોહે.

પ્રણયચેતન સિંધુનાં સ્તરે
ધવલ અંતર મૌક્તિક ઓપતાં,
નયનભીતર ચેતન જાગતાં
પ્રણયનાં મૃદુ બંધન બાંધતાં
કુસુમ-કોલમ હસ્ત-મરોડમાં,
અમલ અંતરમાં રસ-શાંતિનું
ગગન આંતર સૃષ્ટિ સમાન ત્યાં
વિકસતું રસવ્યોમ પ્રફુલ્લિત.

સદાય ગતિમાન, કાર્ય ફલદાયી, ઐશ્વર્યનો
મહા પ્રણય મૂર્તિમંત બની શુભ્ર ખુલ્લા કરો
પ્રસારત દીસે નહીં : પ્રણયલીન આ યુગ્મ-। ને
અકથ્ય ઋત છંદ કાવ્યરચના થતી દિવ્ય ત્યાં.

ત્યાં ઉર્વશી પાસ સુતાં સુરમ્ય
બે મેષબાળ નમણાં : હિમશુભ્ર : વ્હાલાં
ઇન્દ્રે હતાં સ્મરણચિહ્ન દીધાં અનેરાં.

છવાય ઘનઘોર રાત ગગનાંગણે ક્ષોભિત
છવાય ઘનઘોર રાત રસલીન આ યુગ્મ પે;
છવાય ઘન શ્યામલા તનુજ શાં રૂડાં મેષ પે
છવાય નિબિડે નભે શું અણસાર કો ભાવિનો !
સુતું પરમ યુગ્મ આ સહજ ચુંબને લીન તે
દિશાંત અધરે રમે સુસ્મિત શેષ આલિંગને.
સુદૂર અવકાશમાં ઊભરતાં જ આકાશનાં
ઘનો ગરજતાં, પ્રમત્ત તડિતો ઝગે : અશ્વ શો
થતો હણહણાટ ને દિક્ પ્રચંડમાં ઘોશ શા.
સ્તરે ઊતરતું નિબિડ પળમાં ઇડારાજ્યમાં

પળેક પછી હર્મ્ય પે ઊતરતા શું ગાંધર્વ એ :
નિમેષ લઈ મેષબાળ નિજ હાથ દોડી જતા,
અદૃશ્ય થઈ જાય ને નભ પરે શું ઝળકી ઊઠે
પુનઃ તરલ તેજવાન અસિધાર શી વિદ્યુતો.
અવાક પળવાર તોય ચમકી ઊઠે ઉર્વશી,
નિરાશ્રિત અનાથ નારી સમ ક્રંદતી : “ ક્યાં ગયાં ?
–ગગનદૂત ચોરી ગયા
વિશુભ્ર મુજ બાળ બેઉ
પ્રભુ ધાવ !

શસ્ત્રો ધરો !

જુદાઈ અમ જીવને નહિ સહાય ! જાગો પ્રભુ !
હરાવી દઈ સ્વર્ગચોર મુજ બાળ લાવો અહીં ! ”
સુણી વિકળ આર્તનાદ નૃપ જાગતો વેગમાં
અનૂન સમરાગ્નિનું નિજ શિરા વિશે પામતો
સવેગ નિજ બાણ હાથ ધરી, ચંડ ત્યાં દેખતો
ગગનગામી ગાંધર્વ એ;
ધવલજ્યોતિ ઝબકારમાં, સહજ દેખતો રાજવી
પળેક પલવારમાં પ્રણયદેહ દિવ્યાંગના
તણો, પ્રણયના પ્રવાહ સમ સ્વર્ણ આભાવતો;
ધવલ જ્વાલની દીપ્તિમાં
અગોપન પુરુરવાતન નિહાળતાં ઉર્વશી
સ્મરે સરલ બોધ જે દઈ ગયેલ તિલોત્તમા;
સ્મરણ હાય એ ક્યાં ગયું ?

અદૃશ્ય થતી જ્યોતિ ને ગહન શૂન્યતા વ્યાપતી
પુનઃ પ્રબળ ગર્જના, અચળ મૂઢ ત્યાં રાજવી
કર પ્રસારતો આવતો,

પ્રસારી કર શોધતો પ્રણયમૂર્તિ આલિંગને.
હતી પ્રિયતમા ન ત્યાં, કર લળી પડે એકલો
પુનઃ નૃપતિ આત્મમૂર્તિ જડ મૂઢ ઊભો રહ્યો.
'શકે ગગનતારલા લઈ ગુંથી દ્યુતિહારલા,
શકે સરિતવ્હેનના ધવલ ફેનમાં નર્તતી,
શકે જલવિશુભ્ર પાન દ્યુતિ-સ્નાનમાં ત્યાં કરે
ગગનમાં શું પાદધ્વનિ
શું પ્રતિઘોષ તેનો પડે ?'
વિતર્ક વળી તર્ક કૈંક કરતો સુતો એકલો,
ન શાંતિ લહતો : પળેક ઉરમૂર્ચ્છના, જાગતો
શિતોષ્ણ કર ભાનુના જરીક સ્પર્શતા તે પળે,
લહી ન પ્રિય પાસ ને ઉર હતાશ થાયે નૃપ
નિરાશ ઉરભગ્ન અંતર રડે મહાભારમાં.

અંધારે દીપના જેવી આશાની જ્યોતિ ઝીલતા
રાજાએ પૂર્વમાં દેખી ઉષાની રશ્મિમંડલી.

"તું ક્યાં ગઈ હે પ્રિય આત્મવલ્લિકા
સંસારલીલા રસરંગ છોડીને ?
આ ચંદ્રશાલા વસુધાની ત્યાગી
ગઈ મહાશાંતિ અમેય કેરી
અદૃશ્યનું મૌન અનંત પામવા ?
કે મૌનથીયે પર દિવ્ય સૃષ્ટિથી
સંગાથ તારે ફૂલસ્વર્ણ લાવશે ?
પ્રતિ પળે હું કરતો પ્રતીક્ષા.

નેત્રો ભીનાં આ જલરાશિથી જે
વિશુભ્ર ભાવે લૂછવા તું લાવશે-

સુધાભર્યું અક્ષયપાત્ર તારું ?"

ભ્રાન્તિવતો તે નૃપ શૂન્ય ભાવે
રાજા તણો ધર્મ પ્રસિદ્ધ ધારે;
ને મંદિરે તે કુળદેવતાના
નમી જતો રાજ્યની મંત્રણામાં.
સમાજ કો નર્તક ને નટોના
સુરમ્ય સંવાદ કવીશ્વરોના,
કે તામ્રપત્રે,
કે મૂર્તિ કે સ્તંભ પરે લખાવે
આજ્ઞા અને સૂત્ર અનંત જ્ઞાનનાં
–ત્યાંથી કરે ન્યાય તણી પ્રતિષ્ઠા
રક્ષાય જ્યાં ગૌરવ માનવીનું.
લહે મહાકાય સશક્ત યોદ્ધા
પ્રવાલ શા ચંચલ, અગ્નિ–ચંડ,
ત્યાંથી જતો શો સ્થિર ચિત્ત ધારી
તે રંજનાર્થે જનલોક કેરા.

નિત્ય વ્હાલાં હતાં કાર્યે શાંતિ કે રસ ના રહ્યાં,
સૂના હૈયે જુએ આ તો; છાયારૂપ દીસે બધું.

પ્રતિક્ષણ વધી જતી, અરવ શૂન્યતા વ્યાપતી.
બધું નયનમાં થતું નિબિડ ઘટ્ટ રાત્રિ સમું,
ઉઠે નૃપતિ કંપતો, તડપતો સરે ભ્રાંતિમાં
તજી સહુ વિલાસ ને શયનઅંબરે જાય રે
વિરામ જરી પામવા; પ્રિયતમા તણા અંબરો
વિશુદ્ધ પદ્મરૂપ ત્યાં લલિત લાલિમાથી ભરી
–અનેક સ્મરણો હતાં : સ્મરણ ભવ્ય શોભા સ્મરે.

મથે હ્દય હારવા પણ વધે નરી શૂન્યતા,
વધે હ્દય શૂન્યતા પ્રબળ ઝંખના જાગતી
તપે શિશિરમાં પ્રચંડ રવિશૂન્ય મધ્યાહ્નનો
અનિદ્ર નૃપ રાજધર્મ તજતો : વ્યથા વ્યગ્ર ને
હરી હિમ સમાન આશ નિજ અંતરેથી, શમી
પ્રભા હ્દયદેવતા હતી જલાવતી અંતરે !
અનન્ય ઉર ઊર્મિ શેષ બની ! રાજવી ક્રંદતો;
અનેક સમરે પ્રચંડ અરિને સદા ત્રાડતો
વિશાળ બળ બાહુવાન નૃપ આજ કેવો રડે;
અફાટ નભ પેખતો, વિકલ ક્રંદતો એકલો,
લહી નૃપ તણી અસહ્ય તનની સ્થિતિ રાજ્યમાં
બધાં જનજનો વિષાદભર દૈન્ય દુઃખી થયાં
ઢળ્યા નગર લક્ષ્મીગૌરવ સરી ગયું, રાત્રિમાં
હવે શયનઉંબરે અચળ ચક્ષુથી દેખતો
–ઉષા નિત સરી જતી ક્ષિતિજ કેરી સંધ્યાકલા.

વસંત સ્ફુરતી તદા કુસુમ સ્પર્શતો રાજવી
સતત આકરી યાચના
કરે કુસુમપુંજ પાસ : નૃપ આંસુઓ સારતો
કહે : "પ્રિયતમે ગઈ ? અહહ ! તું ગઈ ? એકલી
વિશૂન્ય મુજને તજી જગતના અરણ્યે ! અરે
થઈ ક્યમ વિલીન હાય ! તુજ હસ્તી આ લોકથી
કહીં ? પ્રિય ! ગઇ કહીં ?
કરીશ સહુ યત્ન ત્યાં ગહન સ્વર્ણ આનંદનાં
અમેય દ્યુતિ સ્વર્ગનાં પ્રતિ સવેગ આરોહવા
અને મહત્ દેવનાં જૂથ અનેક ભેદી તને
પુનઃ મુજ કરે ગ્રહીશ ! મુજ ચૈત્યમૂર્તિ પ્રિયા !

પ્રલાપે નૃપ એકાંતે અગાધે શૂન્યતા ભરે,
આક્રંદે સજતો વેગે યુદ્ધશસ્ત્રો ધરે કરે.

સંગ્રામનો શંખ બજાવતો તે
પ્રઘોર એ નાદ ધરા ધ્રુજાવે;
યોદ્ધા અને પુરજનો વળી રાજ્યમંત્રી
સહર્ષ દોડે: નિજ કાર્યધર્મે
શિરે ચઢાવે નૃપ કેરી આજ્ઞા.
પ્રશસ્તિ ભાવે નૃપ દેખતા સૌ
ઊભા ત્યહીં આરસમૂર્તિ દિવ્ય
રણકારતો નાદ સ્વરે ઊંચેરા
શ્રદ્ધા અને શક્તિ વહાવતા તે:

" જનપદે પ્રિય હે મુજ મંત્રીઓ
સમર સાથી અનેક હવે સુણો;
ત્યાગી બધી નગર ભવ્યની રાજલક્ષ્મી
પણું તમ કનેથી, હું મુજ પ્રિયા જતો શોધવા.
—સ્વધર્મકાર્યો બહુધા કર્યાં મેં,
સમૃદ્ધિ સામ્રાજ્ય તણી વધારી,
આનંદનું ચેતન દીપ્તિવંત
સામગ્રી સૌ મેં સુખ કેરી સ્થાપી,
હું ઉર્વશી શોધીશ વિશ્વગહ્વરે,
ને વિશ્વમાં પ્રાપ્ત થશે નહિ તો—
તો દૂરનાં સ્વર્ગ અગાધ ઢૂંઢવાં;
આ રાજ્યધૂરા ધરી મંત્રીવૃંદ
દોરો સુપુત્ર મુજ આયુસ આજથી સૌ,
સામ્રાજ્યનાં જનગણો સહુ પાર પાડો
આજ્ઞા હવે આ નવ રાજવીની."

આવા શબ્દ સુણી મહા નૃપતિના નિસ્તબ્ધ સર્વે થતા
ઊભા વિહ્વળ ત્યાં જ આયુસ અહા ! રાજ્યાભિષેકે ઊમો !
તેના મસ્તક પે કિરીટ ધરતો; આબાલવૃદ્ધો તણાં
વેદોના શ્રુતિમંત્રથી, હવનથી, આકાશ ગાજી ઊઠે.
–અને પરમ રાજ્યદંડ નિજ પુત્ર હસ્તે દઈ
નૃપેન્દ્ર નિજ ત્યાગતો પરમ રાજલક્ષ્મી બધી,
વરેણ્ય નગરી ઇડા પરમ ઇષ્ટદેવી પદે
પડે પદ પરે, અરે ! રુદન બાળ ન્હાના સમો
કરે, નૃપતિ આસપાસ દ્યુતિ શુભ્ર સૌન્દર્યની
છવાય, ઊઠતો જુએ અકળ કો વ્યથાલીન આ
મહાપુર અતાગ તે ક્ષિતિજપ્રાંતમાં વિસ્તર્યું;
બધાં પુરજનો અવાક વળી સ્તબ્ધ ને સૌ રડે.
વિલાપ પુરથી છવાય, રવ તીવ્ર આક્રંદનો,
નૃપતિ એ સુણી થોભતો,
પુનઃ અચળ ભાવથી વન ઘનાંધકારે જતો.

સ્વામી તણા વિરહમાં નગરી શી વ્યગ્ર–
સમૃદ્ધિ તો સાવ અચેત મૂર્તિ.
આ સ્વર્ણના કળશ શ્યામ વિરૂપ થાતાં
કેવું રૂપાંતર થયું મનુલોક કેરું ?
સૌન્દર્યની કનક કાંતિ જતાં ધરાની
રાતો થતી શ્યામ કરાલ ઘોર;
ને હાસ્ય જ્યાં મુખ થકી ઊડી જાય, કેવાં
બિહામણાં મુખ મનુષ્ય તણાં રહે છે.
આક્રંદ આ શાશ્વત કાળ ચાલતે
નિશા તણાં પૂર પૂરે ન આવતે;
રે મર્ત્ય આ મૃત્યુ સમક્ષ ઊભા.

અનર્ઘ ને અક્ષય સિદ્ધિ કેરી
વિકાસતી દીપ્તિ–અપાર કલ્પના–
શું નષ્ટ થાતી ?
તેમ મૃત્યુનિદ્રા
આ હર્ષ ને ભક્તિ ને કલામાં
શું આવરે નિખિલને પલમાં અરે રે !

હતી કેવી અમિત ઘરમાં હર્ષ ઝૂમી ગવાતાં,
તેની મેરી સ્થિરદ્યુતિમાં આંખ બે રાષ્ટ્ર કેરી;
કાયા જેની ઝળક ચમકે ને થયાં ઘોર સ્થાન
ક્યાં રૂપો જગત કરતું ! હાય ! મૃત્યુ શું આવ્યું !



## સર્ગ-૪

હે નિપાદ સમા ઇન્દ્ર ! સ્વાનંદે ક્ષુદ્ર ભાવથી
હણ્યો આનંદ-ગર્ભેથી જન્મ્યો દાંપત્યપ્રેમ શેં ?

અંધારાં ઘોર ભેદી વિજન વન તણી ઉગ્ર છાયા વટાવી
રાજાએ પંથ લીધો સ્વપન-સત સમા વૃક્ષની હારમાંથી;
કાળાં લીલાં વનોમાં અહર વીતવતો થોભતો એ સ્થળે જ્યાં
જૂના સંબંધીઓ શાં તરુગણ નમતાં, નિર્ઝરે નીર રમ્ય.

આ એ જ એ નીલમ કુંજ માંહે
ઘૂમેલ જ્યાં ઉર્વશી: સંગ ત્યાં તો
નૃપે પુનઃ આત્મસ્મૃતિ જગાડી
એ ભવ્ય શો પ્રાક્તન કાળ કેવો !
ત્યાં વૃક્ષ સર્વે નિજ મિત્ર જેવાં,
વૃક્ષો વિહંગો નિજ બાલ જેવાં,
સૌન્દર્યનાં સ્પંદન શાં કુરંગો,

વનશ્રી કેરું ચમકંત વસ્ત્ર
લહરંત લીલા જલનિર્ઝરોની.

વસંતે ગાન ગાતાં આ ઘાટીલાં આમ્રવૃક્ષને
સંબોધી ઠાલવે રાજા વેદનાની વ્યથા બધી:
"હે આમ્ર! તું મધુર પાત્ર સુધા તણું છે!
ઘેરી ઘટા સહ રમી'તી પ્રિયા અહીં ને
છાયા નીચે મુકુલઅંક વિશે સુતેલી
આત્મા અનાવૃત કરી મુજ ચક્ષુ સ્પર્શે.
હે! બંધુ શા મિત્ર પ્રશાંત મારા
તેં પીધું 'તું મુજ પ્રિયા-કર વારિ રમ્ય;
આ તારી તે વનલતા મધુગંધભારે
તેવી હતી પુલકની સખી સ્પર્શ મારે."

ખોલીને આર્દ્ર આંખો બે નૃપ ત્યાં દૂર પેખતો,
પ્રસારી પ્રાણ ચોપાસે શાંતિ સન્નિધિ પામતો.

"ત્યાં ત્યાં તદા પ્રિય હતી સૂતી સ્નેહભારે
ગ્રહી કરે ચપલ સ્વર્ણ કુરંગબાલ,
એવી પળે મેં જઈ રમ્ય ભાવે
જરી વિલોકી મુજ પ્રેમનેને
નમી પડેલો મૃદુ દેહ પે હું;
તે સૌમ્ય આલિંગનમાં સુતેલાં;
ત્યાં દૂર કાંતાર વિલોકું આજે,
ઝૂક્યાં હતાં ચેતનવંત દોલે
મોતી સમાં વિમલ બે જલબુંદ સ્પર્શે
ભીનાં થયાં મુખ હતાં મુજ પ્રેયસીનાં
દિવ્યાંબરે લલિત બે કમલો સુહાતાં;

છે દશ્ય એ જ મુજ આત્મપટે અનેરું !
એ નિર્ઝરી ! કહીં ગઈ મુજ પ્રેયસી એ !”

રાજાના હૃદયે ભાષા કાવ્યછંદ સમી સ્ફુરે,
રાજર્ષિ આ કવિ–દ્રષ્ટા આત્મસંઘર્ષને સ્મરે.

ઐક્યાત્માની સ્મૃતિ જગવતો આત્મનો નાદ બોલે
કાંતારોમાં સ્મૃતિ જગવતો આત્મસંવાદ સાધે;
ઘૂમે ધીરાં નયન નમણાં ખેદ આશ્ચર્યવંતાં
રાજા ઊભો પળવિપળમાં અન્ય સ્થાને જતો, ત્યાં
સંબોધતો તરુફુલ બધાં, પ્રેમ-આશ્લેષ રંગે;
આક્રંદે ત્યાં, અનિલ ઝૂલતી બોધતો પ્રકૃતિ ત્યાં,
ઉત્કર્ષો જ્યાં વિટપ-પથમાં પ્રેયસી સંગ પામ્યા
મૃત્યુ મારી અમર રસનાં સ્પંદ ઝીલ્યા હતાં જ્યાં.”

ત્યાં દૃષ્ટિમાં નવલ દર્શન આવી જાય
ત્યાં શબ્દ કે નાદ અગમ્ય સાંભળે;
અગમ્યનાં ભીતરથી સ્ફુરે શી
આનંદ કેરી સ્મૃતિ અંગઅંગે.

રાજા ઉરે સ્મૃતિ સ્ફુરે દિક્પ્રાંત કેરી,
આકાશમાં ઉડુ તણા ચમકાર થાતા;
ત્યાં ઉર્વશી પદનું ચિહ્ન પડેલ દેખે
શું વ્યોમ વ્યાપ પ્રિયનાં પદનો ધ્વનિ છે ?

એવું માની વિકળ દિક ફરે સર્વ સ્થાને અધીર
ને શ્યામ રાત્રે
નભ શ્યામ વિશે ક્યહીંક
કો તારલા તેજની સેર દેખી
બોલી ઊઠે : “અહ ! અયી ! પ્રિય આ જ તું છે
પ્રત્યક્ષ આ તુજ સ્વરૂપ વિશુભ્ર દિવ્ય ?

શું ક્રૂર તું ? ક્યહીં ગઈ? વનરાજિમાં છે ?
અદૃશ્ય તું સહજ શું થઈ સ્વર્ગલોકે ?
આની વનસ્થલિ બતાવી શકે તને ના ?
કિલ્લોલતાં પુલકતાં ઝરણાં સતાવે,!
આ પંખીડાં અરવ શૂન્ય મને લહે રે
નાચી હતી પ્રથમ રે નદી વિશ્વની શાં !
તે નૃત્યના કંઈ ગયા અણસાર રમ્ય ?
તું યે ગઈ–લઈ ગઈ અણસાર સંગે ?

આવી સ્તબ્ધ પળો મહીં રવ સ્ફુરે, ઘેરા સ્વરો, રાગિણી
રાત્રી રંગ પ્રમત્ત નિર્ઝર ઉરે એ ઘોષ ઝીલે, દિશા !
" ઓ રાજા નહિ દોડ. ક્યાંય અહીં છે ! એ પ્રેયસી તાહરી
આવી ભ્રાંતિ થતી મને–નૃપતિને નૈરાશ્ય ને ગ્લાનિમાં.

બીજી પળે શાંત થતો : સરે ત્યાં
ઊંડાણ એ ગહ્વર : એ ખીણોમાં
ત્યાંથી જતો નિબિડ એ વનઝુંડ માંહીં
–આરોહતો ગિરિવરે જ્યમ યજ્ઞઅગ્નિ.:

વ્હેણો ચંડી નદી કેરાં ઘૂઘને સિંધુ ઘોર શાં
વીતાવી દૂરનાં મૌને રાત્રીલોકે વિચિત્ર જ્યાં.
સૂતો ત્યાં શૂન્ય આનંદે કદી સાશ્ચર્ય ભીતિમાં
ઊકલે ક્રૂર ભાવોર્મિ અંતરે ગૂઢતા લહી.

એ વજ્ર શા શૃંગ હિમાદ્રિ શૃંગો
વિસ્તીર્ણ આ કંપવિહીન મૌનઃ

' રે યોગી હે ! હિમવતા ગિરિરાજ શુભ
આ ઊર્ધ્વ ને અચળ અંતરમાં સમાવી

તેં હોય જો પ્રિયતમા મુજ તો કહે રે !
વંદું તને, પ્રણમું હું : મુજ પ્રેયસી દે !
સ્મરે છ ? શણગાર તું પ્રથમ દિવ્ય લગ્ને હતો,
પ્રથમ સ્નેહરાત્રે અમે
તુજ વિશાળ વક્ષે સૂતાં.
સ્વભાન તજી પ્રેમ-ભાનરત તાહરા રાજ્યમાં !
ગભીર તુજ સ્નેહમાં નીતરતાં વનો દેખતાં
અતલ આભને ગહ્વરે, ગઈ મુજ પ્રિયા કહે !
અશાંત મુજ અંતરે તુજ ગભીર હુંકારતો
મહા ગિરિ નિહાળીને વિનવતો તને આજ હું
મને પ્રિયતમા બતાવ ! મુજ પ્રેયસી આવ હે !"

હિમાદ્રિ એ સાંભળતો અને ત્યાં
ધુમંત શી ઝલક આ હિમનાં સ્તરોમાં ?
જ્યાં મૌન કો યુગયુગોનું હતું પ્રચંડ
વાચા ધરે, હૃદયની રસઝંખનાની ?
રે આર્દ્ર વાણી રડતાં દૃગોની ?
આ એક અદ્‌ભુત દીસે ઘટના સુરમ્ય !
પુરુરવા પળ સમાધિ-પ્રલીન થાયે.
ને પેખતો હૃદયની અતલાંત ગુહા—
જ્યાં શું વસે પ્રિયતમા નિજ આત્મમૂર્તિ ?
એ ઢૂંઢવા મથી રહ્યો નૃપ આત્મ-ઊંડે
સ્મરે, રટે પ્રેયસી નામ મંત્ર.
ના રંગ કે રાગ અસીમમાં ત્યાં
વર્ષા વિના ના ઋતુ અન્ય આવે;
હિમાદ્રિના ધવલ તુંગથી મેઘનાદે
ગર્જત ઘોર હિમ-પુંજ સરે પ્રચંડ

ને રાજવી હિમ-પ્રપાત સહે અખંડ
-તોયે ન એ તપભૂમિ તજી જાય આગે.

આવી શૂન્ય સમાધિમાં નૃપતિનાં ગાત્રો ઠરે : દેહમાં
અંગાંગો બલહીન આત્મ-સ્મૃતિના આવેગમાં જીવતાં
હૈયે ત્યાં લહરંત નિત્ય પ્રિયનાં સૌન્દર્યનાં દર્શનો
ને અંતે દ્યુતિમંત ત્યાં પ્રસરતો કો શબ્દ આજ્ઞા દિયે :

ઊંડાણે ઉર અંતરે ભીતરમાં આજ્ઞા થતી ઇશિની
સુણી એ ગિરિકંદરા તજી જતો ચાપલ્યશક્તિ ધરી,
આવે ત્યાં કુરુના મહાન જગમાં, ત્યાંથી જતો ઉત્તરે
દૂરેદૂર અને તડીં પથ પરે કો લુપ્ત સામ્રાજ્યની

દેખે શેષ સ્મૃતિ અને અચરજે આશ્ચર્ય ભાવે વધે
ને આ જે જગસૃષ્ટિના પ્રથમના કાલે સ્ફુર્યા પર્વતો
પેખી દૂર અતીવ ઊર્ધ્વ ગગને સાવેગ આરોહતો;
ને ત્યાં શૃંગ પરે હિરણ્ય રવિનાં તેજે સુહે દેવી કો-

જેનો સ્વર્ણ કિરીટ શીર્ષ પરનો સૌન્દર્યનાં મંડનો
તેના પાદ પરે વહંત નદી શી ચૈતન્યની ઇન્દિરા,
આ જે દેવી, પ્રભાવિ સૂક્ષ્મ દ્યુતિનાં વસ્ત્રો સજી હર્ષંતી
બોલે હસ્ત બતાવી દિવ્ય દગથી કારુણ્ય ભાવો વહે :

" લક્ષ્મી તજી રાજ્ય ઇડા તણી શેં
તું કેમ આ તપ કરે ? કંઈ કામના છે ?
શું પૃથ્વીમાં નવલ રાજ્ય વધારવાં છે ?
કે કીર્તિભૂખ તુજ અંગ વિશે જલે છે ?

તારાં ચક્ષુ વિશે રમે દ્યુતિકણી : એ ભાવ જુદો દીસે,
તારા અંતરના પટે રમત ત્યાં ઊર્મિ અનેરી લસે;
કેવા એ ઉરરાગમાં પ્રણયની સૌ કામના પામવા
તું જ્યાં આ ઘનઘોર શૃંગગિરિમાં કેવો ભમે વિહ્વળ !

રાજશક્તિ ઇલા કેરા સાંભળી શબ્દ રાજવી
અક્ષુબ્ધ વદને બોલે દિવ્ય સૌન્દર્યને નમી :

" હે દેવી ! હે જનની માત ઇલા ! મહાન
મેં રાજવી બની બધાં નૃપકાર્ય કીધાં;
–એ રાજ્યધર્મ મુજ પૂર્ણ કરી હવે હું
ત્રિલોકમાં રખડીને અહીંઆં વિરામ્યો
સંતોષવા હૃદયની પ્રિય ઝંખનાને. "

આ શબ્દ સૂણી હસી રાજમાતા
ને બોલતી : " નૃપ અહો ! તુજ વાંચ્છનાઓ
થાશે અવશ્ય પરિપૂર્ણ યથા સ્વરૂપે !
હે ! ચંદ્રવંશી ! તુજ આત્મતૃષા છિપાશે
ને તાહરા પરમ પુત્ર ઇડા તણા સૌ
ચંદ્રપ્રભા સમ સુહો તુજ રાજ્યમાં ને
સુરાજ્યથી દ્યુતિપ્રભાવ અનંત સોહો ! "

પૂરા થયા જ્યાં મૃદુ શબ્દ આવા
ત્યાં દૂરના ધૂમસમાં ગગડાટ થાયે;
ને વ્યોમમાં ધવલ આંધી છવાઈ જાતી
ઘેરી વહે ગરજના નભના પરોમાં.

તથાપિ જરીકેય હામ તજતો નથી રાજવી,
અને અડગ ધૈર્યથી ઉર રટી ' પ્રિયા ' મંત્રને
સુદૂર સુધી ઘૂમતો, હિમતુષારના પર્વતો
વટાવી, સૂણતો પ્રચંડ નદીનાદ ને વિસ્તરે
મહાન જલઘોષનો પ્રબળ છંદ : ને ત્યાંથી એ
જતો અધિક દૂર ત્યાં શીતળ મૌનની મૂર્તિ શા
સમાધિલીન પર્વતો ગહન શાંત કૈલાસના

ગ્રહે નયનમાં અને સહજ પ્રેમના ભાવથી
અનાદિ વિચિ માણતો નૃપતિ હર્ષતો, ચાલતો
મહાગિરિ પરે અને કમલ-પલ્લવે પ્હોંચતો.
જ્યહીં ધવલ અંબરે, કનકકુંડળે રાજતી
અનાદિ જનની : વરેણ્ય જન વીર આર્યો તણી
પ્રલીન નિજ આત્મજ્ઞાન તપશક્તિ-સૌન્દર્યમાં,
વિશાળ દ્યુતિ-ભાલ : ભવ્ય દૃગપદ્મ સૌન્દર્યમાં
સુકોમલ વિરાજતી પરમ ઇશ્વિરી સૃષ્ટિની.

એ કાંત દર્શન લહી નૃપ અંગ ઢાળે
એ, પદ્મપાદો :અરુણી ઉષા શાં
એ અંગની ધવલ શાંત પ્રભા ઝીલંતો
આનંદ કાવ્ય રટતો ઋત છંદ બોલે.

પરમ માત ઋચા સુણી ભક્તની
નયનપદ્મ પસારી પ્રશાંત ત્યાં
નદ ગભીર સમા સ્વન છંદમાં
પરમ બોધ દિયે નિજ પુત્રને:
" પરમ પુત્ર પ્રશાંત જ્વલંત હે !
પ્રથમ એ પળ સર્જનની હતી
–તત પળે મુજ તત્ત્વ અનંતથી
અમલ રૂપ ઘડ્યું તુજ ભવ્ય આ !

પણ: અહા નૃપ રાજ્યવિહીન તું
મુજ સમક્ષ ઊભો કંઈ યાચતો;
મુજ પ્રશસ્તિ રટે નવ ભાવથી,
પ્રણય નાથની ભીતર વેદના

નહિ છુપાવ હવે તુજ માતથી
પ્રણયછંદ અહા ! મુજ કંઠનો
મુકુલ અંતરમાં ગ્રહી તેં લીધો
અહહ ! એ જ હિરણ્ય પ્રભાવમાં
પરમનું પ્રતિબિંબ અનંતમાં
પ્રણયગીત વહંત દશે દિકે.
મનુજબાલ અહો કવિ-દેવતા !
મુજ અનંત અગમ્ય રસે રસી
પરમ સૃષ્ટિ તણી ક્ષિતિજે દીસે
રસ વસંતની લ્હેર બધે લસે
પ્રણયરાગ અખંડિત શાશ્વત
કયમ દીસે ઉરભગ્ન હવે તું હે !"

એ મંત્રશબ્દે નૃપતિ સહર્ષ
બોલે: " મહામાત વિશુદ્ધ પ્રેમ,
સૌન્દર્યનું પૂર્ણ વિધાન દિવ્ય
હું માહરી આત્મતૃષા અગાધ
છુપાવવા સિંધુવિચિ સમો શો
ઘૂમું બધે જગપટે : પણ અંત ના'વે.
આજે ભમું ભૂતલ કે વિતાને
ના ધ્યેય પામું મુજ; કિંતુ આ તો
એ ઝંખનાઅગ્નિ મને જલાવે
–ક્યારે જઉં ? ક્યાં મુજ પામું પ્રેમ ?
ક્યાં રે ગઈ એ મુજ ઉર્વશી ? ક્યાં ?"

આવા શબ્દો સૂણી શાંત માતાએ હસ્તમાં ધરી
અંજલિ અમૃતોર્મિની; રાજાને હસ્તમાં દીધી.

ને એ ગ્રહી નૃપતિએ રસપાન કીધું
ત્યાં સુપ્ત તે હૃદય બ્રહ્મની દૃષ્ટિ ઊગે
ને એ પળે સહજમાં જ અનંત પેખે
ત્યાં બ્રહ્મનું ગૂઢ રહસ્ય જાણે
ને વિશ્વની સહુ ક્રિયા વળી કાલ કેરાં
રહસ્ય સૌ સર્જનનાં નિહાળે.
" હે પુત્ર ! તેં મુજ સુધારસપાન કીધું
તું આજ રે મનુજદેવ બન્યો ! હવે તું
નિહાળ રે પરમ ઉર્વશી–પ્રેયસી–ત્યાં !

પરાત્પર પરેશશક્તિ નિજ સ્વર્ણ જ્વાલા રૂપે
સચેત સચરાચરે ભગવ દિવ્યતા પાથરે.

હે પુત્ર ! છું તુજ પરે અતિ હું પ્રસન્ન
તું પ્રેમના પરમ શાશ્વત રંગરંગે
તારે ઉરે નિખિલ તત્ત્વ વિશે પ્રકાશી
લે સ્નેહનું પરમ આ વરદાન ઝીલ
–કે તાહરું કુલ જગે નિત રાજશે ને
ઇક્ષ્વાકુની પ્રકટશે દ્યુતિ વિશ્વવ્યોમે;
ને કીર્તિ તારી જગવંદ્ય સદૈવ થાશે
તારા કુલે પ્રગટશે નૃપશ્રેણિ દિવ્ય,
તું ઊર્ધ્વના પરમ તત્ત્વનું રૂપ ધારે
તું સૌમ્ય અક્ષય બની સચરાચરે આ
દાંપત્યના પરમ જીવનમાં વિહાર !
ત્યાં ઇન્દ્રધામ મહીં ઉર્વશી દિવ્ય જો તું
આનંદ સૌન્દર્ય અનંત શાશ્વત !
–રે ઝીલ તું તવ ઉરે, તુજ અંગ અંગે

પ્રબુદ્ધ હે પુત્ર ઇલા તણા હે!
રાજર્ષિઓમાં રસરાજ તું છે!
કલ્યાણ શાંતિ–દ્યુતિ–કાંતિ વરો તને સૌ,"
આવું વદી નૃપતિના દૃગમાં પરોવે
આ બ્રહ્મશક્તિ નિજ ચક્ષુ પ્રભાવવંત.

રાજા નમે, પદ પરે બની વેદીકા શો
ઉરે ઝીલે પરમ સ્રોત કૃપાકટાક્ષે
આ થાય શું જડ મનુષ્યની મૃત્તિકાનું
નિબિડ ને વ્યગ્ર તણું રૂપાંતર :
અંગે વહે સ્રોત પરેશ શાંતિનાં
ઉરે ઊગે આ નભ શક્તિજ્યોતિનું
પવિત્ર આ : મંગલ આ : અનંત આ
સૌન્દર્ય આ : પરમ ઉર્વશી પ્રેયસી આ !
સુન્દર કેરી રસ સન્નિધિનો
જ્વલંત આ છંદ વહે, વરેણ્ય
અનંતનાં અંતરથી અનંતમાં.

આનંદે લીન આનંદે, લહે રાજા સમાધિમાં
–મૂર્તિ એ જ સાક્ષાત ! ઉર્વશી એ જ ઉર્વશી !

સંસાર આ પરમ છંદ તણો પ્રદીપ્ત
સૌંદર્યના નગરમાં નૃપ રાજતો શો !

ગાંધર્વો દોરતા દિવ્ય રાજાને ઇન્દ્રધામમાં,
ઉર્વશી રાજતી રમ્ય સ્વર્ણ શા રંગમંડપે.

હિરણ્યદ્વારે દ્યુતિ ચિન્મયી શી
અંગાંગમાં શાશ્વતના રસે ઘડી.

સૌન્દર્યો-જગ કેરાં ને ભર્ગ બ્રહ્મ તણાં મળે
પ્રેમાગ્નિમાં પવિત્રાની અધિષ્ઠા સિદ્ધિ શાશ્વત.

પૃથ્વીની વેદીમાં ગર્ભે પ્રજળે અગ્નિ પ્રેમનો
પ્રતિષ્ઠા અંતરે થાતી માનવી બ્રહ્મ ઐક્યની.



